# સૂરઃ હિજ્ર

**નામકરણ :-**

આયત ક્રમાંક ૮૦ ના શબ્દો كَذَّبَ اَصۡحٰبُ الۡحِجۡرِ الۡمُرۡسَلِيۡنَ ઉપરથી નામ લેવામાં આવ્યું છે.

**ઊતરાણકાળઃ-**

વિષયો તથા વર્ણનશૈલી ઉપરથી સ્પષ્ટપણે સમજાય છે કે આ સૂરઃ નો ઊતરાણકાળ સૂરઃ ઇબ્રાહીમની સાથે સાથે છે. તેની પશ્ચાદ્ભૂમિમાં બે વસ્તુઓ સ્પષ્ટપણે દેખાઈ આવે છે. એક આ કે, નબી સ.અ.વ.ને સંદેશ આપતાં આપતાં ખાસ્સો સમય થઈ ગયો છે અને સંબોધિત લોકોના સતત હઠાગ્રહ, મશ્કરીઓ, અડચણો અને જોરજુલમની હદ થઈ ગઈ છે જેના પછી હવે સમજાવટની મોકો ઓછો તથા ચેતવણી ડરાવવાનો અવકાશ વધુ છે. બીજું આ કે, પોતાની કોમના ઇનકાર અને દલીલબાજી તથા અડચણોના પહાડ તોડતાં તોડતાં નબી સ.અ.વ. થાકી રહ્યાં છે અને વારંવાર આપની ઉપર હતાશાની સ્થિતિ છવાઈ રહી છે જેને જોઈને અલ્લાહતઆલા આપને સાંત્વન આપી રહ્યો છે અને આપને હિંમત આપી રહ્યો છે.

**વિષયવસ્તુ અને મુખ્ય વિષયઃ-**

આ જ બે વિષયો આ સૂરઃમાં વર્ણવવામાં આવ્યાં છે, એટલે કે ચેતવણી એ લોકોને જે નબી સ.અ.વ.ના સંદેશનો ઇનકાર કરી રહ્યા હતાં અને આપની મજાક ઊડાવી રહ્યા હતાં તથા આપના કામમાં જાતજાતના અવરોધો ઊભા કરી રહ્યા હતાં. અને સાંત્વન અને પ્રોત્સાહન નબી સ.અ.વ.ને પરંતુ આનો અર્થ આ નથી કે આ સૂરઃમાં સમજાવટ તથા ઉપદેશ નથી. કુર્આનમાં કયાંય એવું નથી કે અલ્લાહતઆલાએ એકલી ચેતવણી અથવા માત્ર ઠપકા અને ધમકીથી કામ લીધું હોય. ભારેમાં ભારે ધમકી અને ઠપકો આપતી વખતે પણ તે સમજાવવામાં તથા ઉપદેશ આપવામાં કચાશ રાખતો નથી. એટલા માટે આ સૂરઃ માં પણ એક તરફ તૌહીદની દલીલો માટે સંક્ષિપ્તમાં ઇશારા કરવામાં આવ્યાં છે અને બીજી તરફ આદમ અ.સ. અને ઇબ્લીસનો કિસ્સો સંભળાવીને ઉપદેશ આપવામાં આવ્યો છે.



| رُكُوْعَاتُهَا ٦ | سُوْرَةُ الْحِجْرِ مَكِّيَّةٌ | اٰيَاتُهَا ٩٩ |
|---|---|---|
| રુકૂઅ : ૬ | સૂરઃ અલ હિજ મક્કી | આયત : ૯૯ |

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

الٓرٰ ۫ تِلْكَ اٰيٰتُ الْكِتٰبِ وَ قُرْاٰنٍ مُّبِيْنٍ ١

رُبَمَا يَوَدُّ الَّذِيْنَ كَفَرُوْا لَوْ كَانُوْا مُسْلِمِيْنَ ٢

ذَرْهُمْ يَاْكُلُوْا وَ يَتَمَتَّعُوْا وَ يُلْهِهِمُ الْاَمَلُ فَسَوْفَ يَعْلَمُوْنَ ٣

وَ مَاۤ اَهْلَكْنَا مِنْ قَرْيَةٍ اِلَّا وَ لَهَا كِتَابٌ مَّعْلُوْمٌ ٤ مَا تَسْبِقُ

**અલિફ. લામ. રા. આ આયતો છે ખુદાઈ ગ્રંથની અને સ્પષ્ટ કુર્આનની.[૧]**

**અશકય નથી કે એક સમય એ આવી જાય જયારે એ જ લોકો જેમણે આજે (ઈસ્લામના સંદેશને સ્વીકારવાનો) ઈનકાર કરી દીધો છે, પસ્તાવો કરી કરીને કહેશે કે કદાચ અમે આજ્ઞાપાલનમાં માથું ઝુંકાવી દીધું હોત. છોડો તેમને. ખાય-પીવે, મઝા કરે, અને ભરમમાં નાખી રાખે તેમની ખોટી આશા. ટૂંક સમયમાં જ આમને જણાઈ જશે. અમે આ અગાઉ જે વસ્તીને પણ નષ્ટ કરી છે તેના માટે એક ચોક્કસ કામ કરવાની મહેતલ લખાઈ ગયેલી હતી.[૨] કોઈ કોમ**

(૧) આ આ સૂરઃની ટૂંકો પરિચય આપતી પ્રસ્તાવના છે જેના પછી તરત જ મૂળ વિષય ઉપર પ્રવચન શરૂ થઈ જાય છે.

કુર્આન માટે ''مبين'' (મુબીન) શબ્દ વિશેષણના રૂપમાં વાપરવામાં આવ્યો છે. આનો અર્થ આ છે કે આ આયતો એ કુર્આનની છે જે પોતાનો હેતુ સ્પષ્ટતાપૂર્વક જાહેર કરે છે.

(૨) આનો અર્થ આ છે કે કુફ્ર કરતાંની સાથે તરત જ તો અમે કયારેય કોઈ કોમને પણ પકડી લીધી નથી, તો પછી આ મૂર્ખ લોકો શા માટે આ ગેરસમજમાં પડેલાં છે કે નબીને ખોટો ઠેરવવાની તથા તેની મશ્કરી કરવાની જે રીત તેમણે અપનાવેલી છે તે બદલ કેમ કે અત્યાર સુધી તેમને સજા આપવામાં નથી આવી એટલા માટે આ નબી મૂળમાં નબી છે જ નહીં. અમારો નિયમ આ છે કે અમે દરેક કોમ માટે પહેલાંથી નક્કી કરી લઈએ છીએ કે તેને સાંભળવા, સમજવા અને ચેતી જવા માટે આટલી મહેતલ આપવામાં આવશે, અને આ હદ સુધી તેની શરારતો અને બૂરાઈઓ છતાં પૂરી સહનશીલતા સાથે તેને તેની મનમાની કરવાની તક આપવામાં આવતી રહેશે. આ મહેતલ જયાં સુધી બાકી રહે છે, અને અમારી નક્કી કરેલી હદ જયાં સુધી આવી જતી નથી, અમે ઢીલ

مِنْ اُمَّةٍ اَجَلَهَا وَمَا يَسْتَاْخِرُوْنَ ۞ وَقَالُوْا يٰۤاَيُّهَا الَّذِىْ
نُزِّلَ عَلَيْهِ الذِّكْرُ اِنَّكَ لَمَجْنُوْنٌ ۞ لَوْ مَا تَاْتِيْنَا بِالْمَلٰٓئِكَةِ
اِنْ كُنْتَ مِنَ الصّٰدِقِيْنَ ۞ مَا نُنَزِّلُ الْمَلٰٓئِكَةَ اِلَّا بِالْحَقِّ وَمَا
كَانُوْۤا اِذًا مُّنْظَرِيْنَ ۞ اِنَّا نَحْنُ نَزَّلْنَا الذِّكْرَ وَاِنَّا لَهٗ لَحٰفِظُوْنَ ۞

**ન તો તેના નિશ્ચિત કરેલા સમય પહેલાં નષ્ટ થઈ શકે છે, ન તો ત્યાર પછી છૂટી શકે છે.**

**આ લોકો કહે છે ''હે એ માણસ કે જેની ઉપર ઝિક્ર[3] ઊતર્યું છે,[4] તું ચોક્કસ પાગલ છે. જો તું સાચો હોય તો અમારી સામે ફરિશ્તાઓને કેમ લઈ આવતો નથી ?'' — અમે ફરિશ્તાઓને અમસ્તાં જ ઊતારી દેતાં નથી. તેઓ જયારે ઊતરે છે ત્યારે સત્યની સાથે ઊતરે છે, અને ત્યાર પછી લોકોને મહેતલ આપવામાં આવતી નથી.[5] રહી આ ઝિક્રની વાત, તો આને અમે ઊતાર્યું છે અને અમે પોતે જ તેના રક્ષક છીએ.[6]**

આપતાં રહીએ છીએ. (અમલ કરવાની મહેતલની સમજૂતી માટે જુઓ, સૂરઃ ઈબ્રાહીમ નોંધ ક્રમાંક ૧૮).

(૩) ذِکر શબ્દ કુર્આનમાં રૂઢિ પ્રયોગ તરીકે અલ્લાહના કલામ માટે ઉપયોગમાં લેવામાં આવ્યો છે જે સદંતર શિખામણ બનીને આવે છે. અગાઉ જેટલાં પુસ્તકો નબીઓ ઉપર ઊતર્યા હતાં તે તમામ પણ ''ઝિક્ર'' હતાં અને આ કુર્આન પણ ''ઝિક્ર'' છે. ઝિક્રનો મૂળ અર્થ ''યાદ અપાવવી'', ''સાવધાન કરવું'', અને ''શીખ આપવી'' છે.

(૪) આ કથન એ લોકો કટાક્ષમાં બોલતા હતાં. તેમને તો આ વસ્તુ માન્ય જ ન હતી કે આ ઝિક્ર નબી સ.અ.વ. ઉપર ઊતર્યું છે. બીજું, આને માની લીધા પછી તેઓ આપને પાગલ પણ કહી શકે તેમ ન હતાં. હકીકતમાં તેમના કહેવાનો મતલબ આ હતો કે ''હે એ માણસ કે જેનો દાવો છે કે મારી ઉપર ઝિક્ર ઊતર્યું છે.'' આ એવી જ વાત છે જેવી વાત ફિરઔને હઝરત મૂસા અ.સ.નો સંદેશ સાંભળ્યા પછી તેના દરબારીઓને કહી હતી કે اِنَّ رَسُوْلَكُمُ الَّذِیْۤ اُرْسِلَ اِلَیْكُمْ لَمَجْنُوْنٌ ''આ પયગમ્બર સાહેબ કે જે તમારી તરફ મોકલવામાં આવ્યાં છે તેમનું મગજ બરાબર નથી.''

(૫) એટલે કે ફરિશ્તા માત્ર તમાશો દેખાડવા માટે ઊતારવામાં આવતાં નથી કે જયારે કોઈ કોમ કહે કે બોલાવો ફરિશ્તાને અને તેઓ આવીને તરત જ હાજર થઈ જાય. ફરિશ્તાઓ આ હેતુ માટે પણ કયારેય મોકલવામાં આવતાં નથી કે તેઓ આવીને લોકોની સામે હકીકતને બેનકાબ કરે અને ગેબના પડદાને ચીરીને એ તમામ વસ્તુઓ દેખાડી દે જેમની ઉપર ઈમાન લાવવાનો સંદેશ નબીઓ અ.સ.એ આપ્યો છે. ફરિશ્તાઓને મોકલવાનો વખત તો એ આખરી સમય હોય છે કે જયારે કોઈ કોમનો અંતિમ ફેંસલો કરી દેવાનો ઈરાદો કરી

وَ لَقَدْ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ فِيْ شِيَعِ الْاَوَّلِيْنَ ۝١٠ وَ مَا يَاْتِيْهِمْ
مِّنْ رَّسُوْلٍ اِلَّا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ۝١١ كَذٰلِكَ نَسْلُكُهٗ فِيْ
قُلُوْبِ الْمُجْرِمِيْنَ ۝١٢ لَا يُؤْمِنُوْنَ بِهٖ وَ قَدْ خَلَتْ سُنَّةُ

**હે મુહમ્મદ, અમે તમારી પહેલાં થઈ ગયેલી ઘણી કોમોમાં પયગમ્બર મોકલી ચુક્યાં છીએ. ક્યારેય આવું થયું નથી કે તેમની પાસે કોઈ પયગમ્બર આવ્યો હોય અને તેમણે તેની હાંસી ન ઊડાવી હોય. ગુનેગારોના દિલોમાં તો અમે આ ઝિક્રને આવી જ રીતે (લોખંડના સળિયાની જેમ) પસાર કરીએ છીએ. તેઓ આની ઉપર ઈમાન લાવતાં નથી.[૭] જૂના જમાનાથી આ પ્રકૃતિના લોકોની આ જ રીત**

લેવામાં આવે છે. એ વખતે માત્ર ફેંસલો જ કરી દેવામાં આવે છે, આ કહેવામાં આવતું નથી કે અત્યારે ઈમાન લાવો તો છોડી દઈશું. ઈમાન લાવવા માટે જેટલી મહેતલ પણ છે તે ત્યાં સુધી જ છે જયાં સુધી હકીકત સ્પષ્ટ થઈ જતી નથી, તેના સ્પષ્ટ થઈ ગયા પછી ઈમાન લાવવાનો કોઈ સવાલ રહેતો નથી.

"સત્યની સાથે ઊતરે છે" નો અર્થ "સત્ય લઈને ઊતરવું" છે. એટલે કે તેઓ એટલા માટે આવે છે કે અસત્યનો નાશ કરીને સત્યને તેની જગ્યાએ સ્થાપી દે. અથવા બીજા શબ્દોમાં આમ સમજો કે તેઓ અલ્લાહતઆલાનો ફેંસલો લઈને આવે છે તથા તેને અમલમાં મૂકીને જ રહે છે.

(૬) એટલે કે આ "ઝિક્ર" કે જેના લાવનારને તમે દીવાનો કહી રહ્યાં છો, તે અમારો ઊતારેલો છે, તેણે જાતે ઘડ્યું નથી. એટલા માટે આ ગાળ તેને નહીં બલકે અમને આપવામાં આવી છે. અને આ ખ્યાલ તમારા મનમાંથી કાઢી નાખો કે તમે આ "ઝિક્ર" નું કંઈ પણ બગાડી શકશો. આ સીધેસીધું અમારી સુરક્ષા હેઠળ છે, ન તો તમારા નાશ કરવાથી નાશ પામી શકશે, ન તો તમારા દબાવવાથી તે દબાઈ શકશે, ન તો તમારા કટાક્ષો અને વાંધાઓથી તેની કદર ઓછી થઈ શકશે, ન તો તમારા અટકાવવાથી તેનો સંદેશ અટકી પડશે, ન તો તેમાં ફેરફાર અને ભેળસેળ કરવાનો કયારેય કોઈને મોકો મળી શકશે.

(૭) સામાન્ય રીતે અનુવાદકો તથા તફસીરકર્તાઓએ نَسْلُكُهٗ શબ્દનો સંબંધ સર્વનામ استہزاء તરફ અને لَا يُؤْمِنُوْنَ بِهٖ નો સંબંધ સર્વનામ ذکر ઝિક્ર સાથે જોડયો છે, અને આ અર્થ વર્ણવ્યો છે કે "અમે આવી જ રીતે આ અપરાધીઓના દિલોમાં દાખલ કરીએ છીએ અને તેઓ આ ઝિક્ર ઉપર ઈમાન લાવતાં નથી." જો કે વ્યાકરણના નિયમ મુજબ આમાં કોઈ દોષ નથી, પરંતુ અમારી દૃષ્ટિએ વ્યાકરણની રીતે પણ વધુ સાચું આ છે કે બંને સર્વનામ "ઝિક્ર"ની સાથે જોડવામાં આવે.

سلك નો અર્થ અરબી ભાષામાં એક વસ્તુનો બીજી વસ્તુમાં હુલાવવાનો, તેમાંથી પસાર કરવાનો અને તેમાં પરોવવાનો છે, જેમ કે દોરો સોયના નાકામાંથી પસાર કરવો. તેથી આયતનો અર્થ આ છે કે ઈમાનવાળાઓની અંદર તો આ ઝિક્ર હૃદયની ઠંડક અને આત્માનો ખોરાક બનીને ઊતરે છે, પરંતુ

ٱلْأَوَّلِينَ ﴿١٣﴾ وَلَوْ فَتَحْنَا عَلَيْهِم بَابًا مِّنَ ٱلسَّمَآءِ فَظَلُّوا۟ فِيهِ
يَعْرُجُونَ ﴿١٤﴾ لَقَالُوٓا۟ إِنَّمَا سُكِّرَتْ أَبْصَـٰرُنَا بَلْ نَحْنُ قَوْمٌ
مَّسْحُورُونَ ﴿١٥﴾ وَلَقَدْ جَعَلْنَا فِى ٱلسَّمَآءِ بُرُوجًا وَزَيَّنَّـٰهَا
لِلنَّـٰظِرِينَ ﴿١٦﴾ وَحَفِظْنَـٰهَا مِن كُلِّ شَيْطَـٰنٍ رَّجِيمٍ ﴿١٧﴾ إِلَّا مَنِ




**ચાલતી આવે છે. જો અમે તેમની ઉપર આકાશનો કોઈ દરવાજો ખોલી દેત અને તે ધોળા દિવસે તેમાં ચઢવા પણ લાગત તો પણ તે આમ જ કહેત કે અમારી આંખોને ભ્રમ થઈ રહ્યો છે, બલકે અમારી ઉપર જાદુ કરવામાં આવ્યો છે. (રુકૂઅ ૧)**

**આ અમારી કામગીરી છે કે આકાશમાં અમે અનેક મજબૂત કિલ્લાં[૮] બનાવ્યાં, તેમને જોનારાઓ માટે સુશોભિત કર્યાં,[૯] અને દરેક ધિક્કારેલા શેતાનથી તેમને સુરક્ષિત કરી દીધાં.[૧૦] કોઈ શેતાન આમની અંદર પ્રવેશી શકતો નથી, સિવાય કે**

અપરાધીઓના દિલોમાં દારૂ લગાડેલી વાટ બનીને વાગે છે તથા તેમની અંદર તેને સાંભળીને એવી આગ ભભૂકી ઊઠે છે કે જાણે એક ગરમ લોખંડનો સળિયો હતો જે છાતીની આરપાર થઈ ગયો.

(૮) بُرْج બુર્જ અરબી ભાષામાં કિલ્લા, મહેલ અને મજબૂત ઈમારતને કહેવામાં આવે છે. પ્રાચીન ખગોળશાસ્ત્રમાં ''બુર્જ'' શબ્દ રૂઢિપ્રયોગ તરીકે ૧૨ નક્ષત્રો માટે વપરાતો હતો જેમની ઉપર સૂર્યની ધરીને વહેંચવામાં આવી હતી. એટલા જ માટે કેટલાક તફસીરકર્તાઓએ આ માન્યું કે કુર્આનનો ઈશારો આ જ કિલ્લાઓ તરફ છે. બીજા કેટલાંક તફસીરકર્તાઓએ આનો અર્થ ગ્રહો કર્યો છે પરંતુ પછીના વિષયને જોતાં ખ્યાલ આવે છે કે કદાચ આનો અર્થ અંતરિક્ષની દુનિયાના એ વિભાગો છે જેમાંથી દરેક વિભાગને ખૂબ જ મજબૂત સરહદોએ બીજા વિભાગથી અલગ રાખેલો છે. જો કે આ સરહદો અંતરિક્ષમાં અદશ્ય રીતે દોરાયેલી છે પરંતુ તેમને પાર કરીને કોઈ પણ વસ્તુ માટે એક વિભાગમાંથી બીજા વિભાગમાં જવાનું ખૂબ જ મુશ્કેલ છે. આ અર્થની દૃષ્ટિએ અમે બુર્જનો અર્થ સુરક્ષિત વિભાગો (Fortified Spheres) કરવાને વધુ યોગ્ય માનીએ છીએ.

(૯) એટલે કે દરેક વિભાગમાં કોઈને કોઈ પ્રકાશિત ગ્રહ અથવા તારો રાખી દીધો અને આવી રીતે સમગ્ર જગત ઝગમગી ઊઠયું. બીજા શબ્દોમાં અમે આ અસીમ સૃષ્ટિજગતને એક ભયાનક ડરામણું ખંડિયેર બનાવી દીધો નથી બલકે એક એવી રૂપાળી અને સુંદર દુનિયા બનાવી જેમાં ચારેય બાજુ નજરોને આકર્ષિત કરનારા દશ્યો ફેલાયેલાં છે. આ કારીગરીમાં ફકત એક મહાનતમ નિર્માતાનું નિર્માણ અને એક પ્રતાપી હાકેમનું ડહાપણ જ નથી દેખાતું બલકે એક પૂર્ણ કક્ષાના પવિત્ર શોખીન કલાકારની કળા પણ દેખાય છે. આ જ વિષયને

اسْتَرَقَ السَّمْعَ فَاَتْبَعَهٗ شِهَابٌ مُّبِيْنٌ ﴿١٨﴾

**સંતાઈને કંઈક સાંભળી લે.[૧૧] અને જ્યારે તે સંતાઈને જાણવાનો પ્રયત્ન કરે છે ત્યારે એક પ્રકાશિત જવાળા તેનો પીછો કરે છે.[૧૨]**

એક બીજી જગ્યાએ આવી રીતે વર્ણવવામાં આવ્યો છે الَّذِيْٓ اَحْسَنَ كُلَّ شَيْءٍ خَلَقَهٗ (સૂરઃ સજદહ, આયત ૭) "એ ખુદા કે જેણે દરેક વસ્તુ જે બનાવી ઉત્તમ જ બનાવી."

(૧૦) એટલે કે જેવી રીતે ધરતી ઉપરના બીજા જીવો ધરતીના વિભાગોમાં બંધાયેલાં છે એવી જ રીતે જિન્નાત શેતાનો પણ આ જ વિભાગમાં બંધાયેલાં છે, ઉપરની દુનિયા સુધી તેમની પહોંચ નથી. આના દ્વારા હકીકતમાં લોકોની એ ગેરસમજને દૂર કરવાનો હેતુ છે કે જેમાં અગાઉ પણ સામાન્ય લોકો પડેલા હતાં અને આજે પણ છે. તેઓ માને છે કે શેતાન અને તેના સાથીદારો માટે સમગ્ર સૃષ્ટિ ખુલ્લી પડી છે, જયાં સુધી તેઓ જવા માગે ઉડ્ડયન કરી શકે છે. કુર્આન આના જવાબમાં જણાવે છે કે શેતાનો એક નિશ્ચિત હદથી આગળ જઈ શકતાં નથી, તેમને અમર્યાદ ઉડ્ડયનની શકિત કદાપિ આપવામાં આવી નથી.

(૧૧) એટલે કે એ શેતાનો કે જે તેમના મિત્રોને ગેબની ખબરો લાવીને આપવાનો પ્રયાસ કરે છે, જેમની મદદ વડે ઘણાં જયોતિષીઓ, જોગીઓ, તાંત્રિકો અને ફકીરના રૂપ ધારણ કરેલા બહુરૂપીઓ ગેબી જ્ઞાન ધરાવવાનો ઢોંગ કરતા હોય છે, તેમની પાસે હકીકતમાં ગેબી જ્ઞાનના કોઈ સાધનો નથી. તેઓ થોડીક બાતમી લેવાનો પ્રયાસ જરૂર કરે છે કેમ કે તેમનું શારીરિક બંધારણ મનુષ્યોની સરખામણીમાં ફરિશ્તાઓના શારીરિક બંધારણ સાથે અમુક અંશે મળતું આવે છે પરંતુ હકીકતમાં તેમને કંઈ સમજાતું નથી.

(૧૨) شهاب مبين નો શાબ્દિક અર્થ "જવલંત જવાળા" થાય છે. બીજી જગ્યાએ કુર્આનમજીદમાં આના માટે شعلہ روشن શબ્દનો ઉપયોગ થયો છે એટલે કે "અંધારાને વીંધનાર જવાળા." એ જરૂરી નથી કે આનો અર્થ એ તૂટતો તારો જ હોય જેને આપણી બોલચાલની ભાષામાં સામાન્ય રીત شهاب ثاقب 'શહાબેસાકિબ' કહેવામાં આવે છે. બની શકે કે આ બીજા કોઈ પ્રકારના કિરણો હોય. દા.ત. બાહ્ય અંતરિક્ષના ગ્રહોમાંથી પૃથ્વી ઉપર પહોંચતાં કિરણો (Cosmic Rays) અથવા એનાથી પણ વધુ કોઈ બીજા પ્રકારના કિરણો જે હજુ આપણે જાણી શક્યાં નથી. અને આ પણ શકય છે કે આ જ તૂટતાં તારા અર્થ હોય જેને કોઈ કોઈ વખત આપણી આંખો ધરતીની તરફ પડતાં જોઈએ છીએ. પ્રવર્તમાન નિરીક્ષણો ઉપરથી જણાયું છે કે દૂરબીન વડે દેખાતાં તૂટતા તારા જે વિશાળ અવકાશમાંથી પૃથ્વી તરફ આવતાં દેખાય છે તેમની સંખ્યા સરેરાશ ૧૦૦૦ અબજ પ્રતિ દિવસ છે જેમાંથી ૨ કરોડ જેટલાં દરરોજ પૃથ્વી ઉપરના વાતાવરણમાં દાખલ થાય છે અને એકાદ જ પૃથ્વીની સપાટી સુધી પહોંચે છે. તેમની ગતિ અવકાશમાં લગભગ ૨૬ માઇલ પ્રતિ સેકંડ હોય છે અને ઘણી વખત ૫૦ માઇલ પ્રતિ સેકંડ પણ નોંધવામાં આવી છે. ઘણી વખત એવું પણ થયું છે કે નરી આંખે પણ તૂટતા તારાઓનો અસાધારણ વરસાદ જોવામાં આવ્યો છે. આમ, આ વસ્તુ નોંધાયેલી છે કે ૧૩મી નવેમ્બર, ૧૮૩૩ ના દિવસે ઉત્તર અમેરિકાના પૂર્વીય પ્રદેશમાં માત્ર એક જ સ્થળે અર્ધરાત્રિથી માંડીને પરોઢ સુધીમાં બે લાખ જેટલા તૂટતા તારા જોવામાં આવ્યા હતાં. (એન્સાયક્લોપીડિયા બ્રીટાનિકા, ૧૯૪૬, ભાગ ૧૫, પાનું ૩૩૭ થી ૩૩૯). શકય છે

وَالْاَرْضَ مَدَدْنٰهَا وَاَلْقَيْنَا فِيْهَا رَوَاسِيَ وَاَنْۢبَتْنَا فِيْهَا مِنْ كُلِّ
شَيْءٍ مَّوْزُوْنٍ ﴿١٩﴾ وَجَعَلْنَا لَكُمْ فِيْهَا مَعَايِشَ وَمَنْ لَّسْتُمْ لَهٗ
بِرٰزِقِيْنَ ﴿٢٠﴾ وَاِنْ مِّنْ شَيْءٍ اِلَّا عِنْدَنَا خَزَآئِنُهٗ ۫ وَمَا نُنَزِّلُهٗۤ

---

**અમે ધરતીને ફેલાવી, તેમાં પર્વતો ખોસ્યાં તેમાં દરેક પ્રકારની વનસ્પતિ યોગ્ય પ્રમાણસર ઊગાડી,[13] અને તેમાં જીવનનિર્વાહની વસ્તુઓ ભેગી કરી, તમારા માટે પણ અને એ અનેક જીવો માટે પણ જેમના રોજી આપનાર તમે નથી.**

**કોઈ વસ્તુ એવી નથી જેના ભંડારો અમારી પાસે ન હોય, અને જે વસ્તુને પણ અમે ઊતારીએ છીએ**

---

કે આ જ વરસાદ ઉપરની દુનિયા તરફ શેતાનોના ઉડ્ડયનમાં આડે આવતો હોય કેમ કે પૃથ્વીની ઉપરની સરહદોમાંથી પસાર થઈને અવકાશમાં ૧૦૦૦ અબજ પ્રતિ દિન સરેરાશ સાથે તૂટતા તારાઓનો વરસાદ તેમના માટે એ અવકાશને ઓળંગવાનું અશક્ય બનાવી દેતો હશે.

આના ઉપરથી કેટલાક એ ''સુરક્ષિત કિલ્લાઓની'' કેફિયતનો પણ ખ્યાલ આવી શકે છે જેનો ઉલ્લેખ ઉપર થયો છે. બહારથી તો વાતાવરણ તદ્દન પારદર્શક દેખાય છે કે જયાં કોઈ દીવાલ કે છત બનેલી દેખાતી નથી પરંતુ અલ્લાહતઆલાએ આ વાતાવરણમાં જુદા જુદા વિભાગોને એવી અદશ્ય દીવાલો વડે ઘેરી લીધેલાં છે જે એક વિભાગને બીજા વિભાગની આફતોથી સુરક્ષિત રાખે છે. આ જ દીવાલોના લીધે જે ખરતાં તારા ૧૦૦૦ અબજ પ્રતિ દિવસની સંખ્યામાં પૃથ્વી ઉપર પડે છે તે તમામ બળીને રાખ થઈ જાય છે અને ભાગ્યે જ એકાદ પૃથ્વીની સપાટી સુધી પહોંચી શકે છે. દુનિયામાં ઉલ્કાઓ (Meteorites) ના જે નમૂના જોવા મળે છે તથા દુનિયાના મ્યુઝિયમોમાં મૂકવામાં આવે છે, તેમાં સૌથી મોટી ઉલ્કા ૬૪૫ પાઉન્ડ વજન ધરાવે છે જે પડીને પૃથ્વીમાં ૧૧ ફૂટ જેટલી અંદર ઘૂસી ગઈ હતી. આ ઉપરાંત, એક જગ્યાએ ૩૬.૫ ટનનું લોખંડનું એક ગચીયું જોવામાં આવ્યું છે જેના માટે કોઈ કારણ વૈજ્ઞાનિકો હજુ સુધી આના સિવાય આપી શક્યાં નથી કે આ પણ આકાશમાંથી પડેલું છે. કલ્પના કરો કે જો પૃથ્વીની ઉપરની સરહદોને મજબૂત ઘેરાઓ વડે સુરક્ષિત કરી દેવામાં આવી ન હોત તો તૂટતાં તારાઓનો વરસાદ પૃથ્વીની કેવી હાલત બનાવી દેત. આ જ ઘેરાઓ છે જેમને કુર્આનમજીદે ''બુરૂજ'' શબ્દ (સુરક્ષિત કિલ્લાઓ) વડે વ્યક્ત કર્યો છે.

(૧૩) આના ઉપરથી અલ્લાહની કુદરત અને ડહાપણની એક બીજી મહત્ત્વની નિશાની તરફ ધ્યાન દોરવામાં આવ્યું છે. વનસ્પતિની દરેક પ્રજાતિમાં સંવનનની એવી પ્રંચડ શકિત રહેલી છે કે જો તેના એક જ છોડની પ્રજાતિને પૃથ્વી ઉપર વિકસવાની તક મળી જાત તો થોડા જ વર્ષોની અંદર પૃથ્વીની સપાટી ઉપર માત્ર એ જ પ્રજાતિ દેખાતી હોત, બીજી કોઈ જાતની વનસ્પતિ માટે સહેજ પણ જગ્યા જ ન રહેત. પરંતુ આ એક ડહાપણવાળા અને સર્વસત્તાધારી હાકેમની એક પૂર્વનિર્ધારિત યોજના છે જે પ્રમાણે અસંખ્ય પ્રકારની વનસ્પતિ

إِلَّا بِقَدَرٍ مَّعْلُومٍ ﴿٢١﴾ وَأَرْسَلْنَا الرِّيَاحَ لَوَاقِحَ فَأَنزَلْنَا مِنَ السَّمَاءِ
مَاءً فَأَسْقَيْنَاكُمُوهُ وَمَا أَنتُمْ لَهُ بِخَازِنِينَ ﴿٢٢﴾ وَإِنَّا لَنَحْنُ نُحْيِي
وَنُمِيتُ وَنَحْنُ الْوَارِثُونَ ﴿٢٣﴾ وَلَقَدْ عَلِمْنَا الْمُسْتَقْدِمِينَ مِنكُمْ وَلَقَدْ
عَلِمْنَا الْمُسْتَأْخِرِينَ ﴿٢٤﴾ وَإِنَّ رَبَّكَ هُوَ يَحْشُرُهُمْ إِنَّهُ حَكِيمٌ عَلِيمٌ ﴿٢٥﴾

રુકૂઅ ૨

**એક નિશ્ચિત પ્રમાણમાં ઊતારીએ છીએ.[૧૪]**

**ફળદ્રુપ પવનોને અમે જ મોકલીએ છીએ, પછી આકાશમાંથી પાણી વરસાવીએ છીએ, અને એ પાણીથી તમને તૃપ્ત કરીએ છીએ. આ સંપત્તિના ભંડારી તમે નથી.**

**જીવન અને મૃત્યુ અમે આપીએ છીએ, અને અમે જ સૌના વારસદાર થવાના છીએ.[૧૫] પહેલાં જે લોકો તમારામાંથી થઈ ગયાં છે તેમને પણ અમે જોઈ રાખેલાં છે, અને હવે પછી આવનારાં પણ અમારી નજરમાં છે. નિઃશંક તમારો માલિક એ સૌને એકત્ર કરશે, તે ડહાપણવાળો પણ છે અને જાણનાર પણ.[૧૬] (રુકૂઅ ૨)**

---

આ પૃથ્વી પર ઊગી રહી છે અને દરેક જાતની પેદાશ પોતપોતાની નિશ્ચિત હદ સુધી પહોંચીને અટકી જાય છે. આ જ દૃશ્યનું એક બીજું પાસું આ પણ છે કે દરેક વનસ્પતિનું કદ, ફેલાવો, વિકાસ અને ઉછેરની સીમા નકકી કરી દેવામાં આવી છે જેનાથી વનસ્પતિની કોઈ જાત પણ આગળ વધી શકતી નથી. આના ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે કોઈએ દરેક ઝાડ, દરેક છોડ અને દરેક વેલ માટે શરીર, કદ, આકાર, પાંદડાં અને પેદાશનું એક નિશ્ચિત પ્રમાણ પૂરા વજન અને માપ સાથે તથા હિસાબ અને ગણતરી સાથે નક્કી કરી દીધું છે.

(૧૪) અહીં આ હકીકત અંગે જણાવવામાં આવ્યું છે કે આ મામલો માત્ર વનસ્પતિ સુધી જ મર્યાદિત નથી બલકે અસ્તિત્વ ધરાવતી તમામ વસ્તુઓ માટે સામાન્ય છે. હવા, પાણી, પ્રકાશ, ગરમી, ઠંડી, નિર્જીવ પદાર્થો, વનસ્પતિ, જીવો, એટલે કે દરેક વસ્તુ, દરેક પ્રકાર, દરેક પ્રજાતિ અને દરેક શકિત માટે એક હદ નક્કી થયેલી છે જેની ઉપર તે થોભેલી છે અને એક જથ્થો છે જેનાથી તે ન તો વધે છે ન તો ઘટે છે. આ જ યોજના અને સંપૂર્ણ કક્ષાની ડહાપણભરેલી યોજનાનો જ આ ચમત્કાર છે કે પૃથ્વીથી માંડીને આકાશો સુધી સમગ્ર સૃષ્ટિતંત્રમાં આ સમીકરણ અને આ પ્રમાણ દેખાઈ રહ્યું છે. જો આ સૃષ્ટિ કોઈ આકસ્મિક ઘટના હોત, અથવા અનેક ખુદાઓની કારીગરી અને કામગીરીનું પરિણામ હોત તો કેવી રીતે શક્ય હતું કે અસંખ્ય જુદી જુદી વસ્તુઓ અને શકિતઓ વચ્ચે આ પ્રકારનું પૂર્ણ સંતુલન તથા પ્રમાણ સ્થપાયું હોત અને સતત રીતે જળવાઈ રહ્યું હોત?

(૧૫) એટલે કે તમારા પછી અમે જ બાકી રહેવાના છીએ તમને જે કંઈ મળેલું છે તે હંગામી ઉપયોગ માટે જ મળેલું છે. છેવટે અમારી આપેલી દરેક વસ્તુને અહીં જ છોડીને તમે ખાલી હાથે વિદાય થઈ જશો અને આ

وَلَقَدْ خَلَقْنَا الْإِنسَانَ مِن صَلْصَالٍ مِّنْ حَمَإٍ مَّسْنُونٍ ﴿٢٦﴾
وَالْجَانَّ خَلَقْنَاهُ مِن قَبْلُ مِن نَّارِ السَّمُومِ ﴿٢٧﴾ وَإِذْ قَالَ رَبُّكَ
لِلْمَلَائِكَةِ إِنِّي خَالِقٌ بَشَرًا مِّن صَلْصَالٍ مِّنْ حَمَإٍ مَّسْنُونٍ ﴿٢٨﴾
فَإِذَا سَوَّيْتُهُ وَنَفَخْتُ فِيهِ مِن رُّوحِي فَقَعُوا لَهُ سَاجِدِينَ ﴿٢٩﴾

---

**અમે મનુષ્યને કોહવાયેલી માટીના સૂકા ગારામાંથી બનાવ્યો.[૧૭] અને તેની પહેલાં જિન્નાતોને અમે આગની ઝાળમાંથી પેદા કરી દીધેલા હતાં.[૧૮] પછી યાદ કરો એ સમય કે જ્યારે તમારા માલિકે ફરિશ્તાઓને કહ્યું કે "હું કોહવાયેલી માટીના સૂકા ગારામાંથી એક માનવી પેદા કરી રહ્યો છું. જ્યારે હું તેને પૂરો બનાવી લઉં અને તેમાં મારી રૂહમાંથી કંઈક ફૂંકી દઉં[૧૯] ત્યારે તમે સૌ તેની આગળ સિજદામાં પડી જજો."**

---

તમામ વસ્તુઓ, જેમ છે તેમ, અમારા ખજાનામાં રહી જશે.

(૧૬) એટલે કે તેના ડહાપણનો તકાદો છે કે તે બધાંને ભેગાં કરે અને તેની જાણકારી એવી રીતે તમામને આવરી લે છે કે કોઈ પણ જીવ તેમાંથી બાકાત રહી શકતો નથી, બલકે પુરોગામી અને અનુગામી મનુષ્યની માટીનું એક કણ પણ તેની જાણ બહાર રહી શકતું નથી. એટલા માટે જે માણસ આ માને છે કે આખિરતનું જીવન અશક્ય છે તે ખુદાના ડહાપણના ગુણથી અજાણ છે, અને જે માણસ નવાઈ પામીને પૂછે છે કે "જયારે મરી ગયા પછી અમારી માટીનું કણેકણ વિખરાઈ જશે ત્યારે અમે કેવી રીતે ફરીથી પેદા કરવામાં આવીશું" તે ખુદાના જ્ઞાનના ગુણને જાણતો નથી.

(૧૭) અહીં કુર્આન આ વાતની સ્પષ્ટ સમજૂતી આપે છે કે માનવી પશુની અવસ્થાઓમાંથી વિકસતો વિકસતો મનુષ્યની દેહમાં આવ્યો નથી, જેમ કે આધુનિક જમાનાના ડાર્વિનવાદથી પ્રભાવિત કુર્આનના તફસીરકર્તાઓ સાબિત કરવાનો પ્રયાસ કરી રહ્યાં છે, બલકે તેની રચનાની શરૂઆત સીધેસીધી ધરતીના તત્ત્વોમાંથી થઈ છે જેની કેફિયતને અલ્લાહતઆલાએ صَلْصَالٍ مِّنْ حَمَإٍ مَّسْنُونٍ શબ્દોમાં વર્ણવી છે. حَمَأٌ અરબી ભાષામાં એવા કાળા કાદવને કહેવામાં આવે છે જેની અંદર દુર્ગંધ પેદા થઈ ગયેલી હોય, અથવા બીજા શબ્દોમાં તેમાં આથો આવી ગયો હોય. مسنون શબ્દોના બે અર્થ છે, એક અર્થ છે متغيّر،مُنْتِن અને املس, એટલે કે એવી રીતે સડી ગયેલી કે જેમાં સડી જવાના કારણે ચીકાશ પેદા થઈ ગઈ હોય. બીજો અર્થ છે مصوّر અને مصبوب, એટલે કે બીબામાં ઢળેલી જેને એક ખાસ આકાર આપવામાં આવ્યો હોય. صلصال એ સૂકા ગારાને કહેવામાં આવે છે જે સૂકાઈ ગયા પછી ખણખણે. આ શબ્દો સ્પષ્ટપણે દર્શાવે છે કે આથેલી માટીનું એક પૂતળું બનાવવામાં આવ્યું હતું જે બની ગયા પછી સુકાયું અને પછી તેની અંદર પ્રાણ ફૂંકવામાં આવ્યાં.

فَسَجَدَ الْمَلٰٓئِكَةُ كُلُّهُمْ اَجْمَعُوْنَ ﴿٣٠﴾ اِلَّآ اِبْلِيْسَ ؕ اَبٰٓى اَنْ يَّكُوْنَ مَعَ السّٰجِدِيْنَ ﴿٣١﴾ قَالَ يٰٓاِبْلِيْسُ مَا لَكَ اَلَّا تَكُوْنَ مَعَ السّٰجِدِيْنَ ﴿٣٢﴾ قَالَ لَمْ اَكُنْ لِّاَسْجُدَ لِبَشَرٍ خَلَقْتَهٗ مِنْ صَلْصَالٍ مِّنْ حَمَاٍ

**પછી બધા જ ફરિશ્તાઓએ સિજદો કર્યો, ઈબ્લીસ સિવાય કારણ કે તેણે સિજદો કરનારાઓનો સાથ આપવાનો ઈનકાર કરી દીધો.[૨૦] માલિકે પૂછ્યું "હે ઈબ્લીસ, તને શું થયું કે તેં સિજદો કરનારાઓનો સાથ ન આપ્યો?" તેણે કહ્યું "મારું આ કામ નથી કે હું એ મનુષ્યને સિજદો કરું જેને તેં કોહવાયેલી માટીના સૂકા**

(૧૮) سموم ગરમ લૂને કહેવામાં આવે છે. અને આગને ગરમ લૂ સાથે જોડવાથી તેનો અર્થ આગને બદલે તીવ્ર ઉષ્ણતા થઈ જાય છે. આના ઉપરથી એ જગ્યાઓની સ્પષ્ટતા થઈ જાય છે જ્યાં કુર્આનેમજીદમાં આ કહેવામાં આવ્યું છે કે જિન્નાત આગમાંથી પેદા કરવામાં આવ્યાં છે. (વધુ સમજૂતી માટે જુઓ, સૂરઃ રહ્‌માન, નોંધ ક્રમાંક ૧૪ થી ૧૬)

(૧૯) આના ઉપરથી જણાયું કે મનુષ્યની અંદર જે પ્રાણ ફૂંકવામાં આવ્યાં છે તે હકીકતમાં ખુદાઈ ગુણોનું એક પ્રતિબિંબ અથવા ચમક છે. જીવન, જ્ઞાન, શકિત, ઈરાદો, અખત્યાર, અને બીજા જેટલાં ગુણો પણ માનવીની અંદર જોવા મળે છે, તેમના સંગ્રહનું નામ જ પ્રાણ છે. આ હકીકતમાં અલ્લાહતઆલાના જ ગુણોની એક હળવી ચમક છે જે માટીના શરીર ઉપર નાખવામાં આવી છે, અને આ જ ચમકના કારણે મનુષ્ય પૃથ્વી ઉપર ખુદાનો નાયબ અને ફરિશ્તાઓ સહિત ધરતીની તમામ વસ્તુઓ માટે સિજદાને લાયક ઠરાવાયો છે.

આમ તો એ દરેક ગુણ કે જે દુનિયાના દરેક જીવોમાં જોવા મળે છે, તેનો મૂળ સ્રોત અને ઉદ્‌ગમસ્થાન અલ્લાહતઆલાનો જ કોઈને કોઈ ગુણ છે. જેમ કે હદીસમાં આવે છે કે جَعَلَ اللّٰهُ الرَّحْمَتَه مِأَةَ جُزْءٍ فَاَمْسَكَ عِنْدَهٗ تِسْعَةً وَّتِسْعِيْنَ وَاَنْزَلَ فِى الْاَرْضِ جُزْءًا وَّاحِدًا فَمِنْ ذٰلِكَ الْجُزْءِ يَتَرَاحَمُ الْخَلَائِقُ حَتّٰى تَرْفَعُ الدَّآبَّةُ حَافِرَهَا عَنْ وَّلَدِهَا خَشْيَةَ اَنْ تُصِيْبَهٗ۔ "અલ્લાહતઆલાએ (રહ્‌મત) કૃપાને ૧૦૦ ભાગોમાં વહેંચી, પછી તેમાંથી ૯૯ ભાગ પોતાની પાસે રાખ્યાં અને માત્ર એક ભાગ પૃથ્વી ઉપર ઊતાર્યો, આ એ જ ભાગની બરકત છે જેના કારણે જીવો પરસ્પર એકબીજા ઉપર દયા કરે છે એટલે સુધી કે જો એક પશુ તેના બચ્ચા ઉપરથી પોતાની ખરી ઊઠાવે છે કે જેથી તેને ઈજા ન થાય ત્યારે આ પણ હકીકતમાં એ જ કૃપાના હિસ્સાની અસર છે." પરંતુ જે વસ્તુ માનવીને બીજા જીવો ઉપર શ્રેષ્ઠતા આપે છે તે આ છે કે જે સર્વગ્રાહી રીતે અલ્લાહના ગુણોની ચમક તેની ઉપર નાખવામાં આવી છે, તેનાથી બીજા કોઈ જીવને નવાજવામાં આવ્યો નથી.

આ એક એવો બારીક વિષય છે કે જેના સમજવામાં સહેજ ભૂલ પણ માણસ કરી બેસે તો આ ગેરસમજમાં પડી શકે છે કે ખુદાઈ ગુણોમાંથી એક ભાગ મેળવવો ખુદાઈનો કોઈ ભાગ હાંસલ કરી લેવા સમાન છે. જો કે ખુદાઈ આનાથી ઘણી પર છે કે કોઈ મખ્લૂક તેનો એક નાનકડો અંશ પણ મેળવી શકે.

مَّسْنُوْنٍ ﴿٣٣﴾ قَالَ فَاخْرُجْ مِنْهَا فَاِنَّكَ رَجِيْمٌ ﴿٣٤﴾ وَّ اِنَّ عَلَيْكَ
اللَّعْنَةَ اِلٰى يَوْمِ الدِّيْنِ ﴿٣٥﴾ قَالَ رَبِّ فَاَنْظِرْنِيْٓ اِلٰى يَوْمِ
يُبْعَثُوْنَ ﴿٣٦﴾ قَالَ فَاِنَّكَ مِنَ الْمُنْظَرِيْنَ ﴿٣٧﴾ اِلٰى يَوْمِ الْوَقْتِ
الْمَعْلُوْمِ ﴿٣٨﴾ قَالَ رَبِّ بِمَآ اَغْوَيْتَنِيْ لَاُزَيِّنَنَّ لَهُمْ فِي
الْاَرْضِ وَ لَاُغْوِيَنَّهُمْ اَجْمَعِيْنَ ﴿٣٩﴾ اِلَّا عِبَادَكَ مِنْهُمُ
الْمُخْلَصِيْنَ ﴿٤٠﴾ قَالَ هٰذَا صِرَاطٌ عَلَيَّ مُسْتَقِيْمٌ ﴿٤١﴾

**ગારામાંથી પેદા કર્યો છે.'' માલિકે કહ્યું ''સારું, તો નીકળી જા અહીંથી કેમકે તું ધુત્કારેલો છે, અને હવે બદલાના દિવસ સુધી તારી ઉપર લાનત[૨૧] છે.'' તેણે કહ્યું ''મારા માલિક, આ જ વાત છે તો પછી મને એ દિવસ સુધી મહેતલ આપ કે જ્યારે તમામ મનુષ્યો બીજીવાર ઊઠાવવામાં આવશે.'' કહ્યું ''સારું, તને મહેતલ છે એ દિવસ સુધી જેનો સમય અમને ખબર છે.'' તે બોલ્યો ''મારા માલિક, જેવી રીતે તેં મને બહેકાવ્યો એવી જ રીતે હવે હું ધરતી ઉપર તેમના માટે મનમોહક આકર્ષણો પેદા કરીને આ બધાંને બહેકાવી દઈશ,[૨૨] તારા એ બંદાઓ સિવાય જેમને તેં આમાંથી પસંદ કરી લીધાં હોય.'' કહ્યું ''આ માર્ગ છે જે સીધો મારા સુધી પહોંચે છે.[૨૩]**

(૨૦) સરખામણી કરવા માટે, સૂરઃ બકરહ, રુકૂઅ ૪, સૂરઃ નિસા, રુકૂઅ ૧૮ અને સૂરઃ આ'રાફ, રુકૂઅ ૨ નજર સમક્ષ રહે. બીજું, અમારી એ નોંધો ઉપર પણ નજર ફેરવી લેવામાં આવે જે આ જગ્યાઓ ઉપર લખવામાં આવી છે. પહેલા અને બીજા રુકૂઅના વિષય ઉપર વિચાર કરવાથી આ વાત બિલકુલ સમજાઈ જાય છે કે આ સમગ્ર વર્ણનમાં આદમ તથા ઈબ્લીસનો આ કિસ્સો વર્ણવવા પાછળનો આશય કાફિરોને આ હકીકત માટે ચેતવવાનો છે કે તમે તમારા અનાદિકાળના દુશ્મન શેતાનના ફંદામાં ફંસાઈ ગયાં છો અને એ પતન તરફ જઈ રહ્યાં છો જેમાં તે તેની અદેખાઈના કારણે તમને નાખવા માગે છે. આનાથી વિરૂદ્ધ આ નબી તમને તેના ફંદામાંથી કાઢીને એ ઊંચાઈઓની તરફ લઈ જવાનો પ્રયાસ કરી રહ્યો છે જે હકીકતમાં મનુષ્ય હોવાના નાતે તમારૂં કુદરતી સ્થાન છે પરંતુ તમે અજબ મૂર્ખાઓ છો કે તમારા દુશ્મનને મિત્ર અને તમારા શુભેચ્છકને દુશ્મન માની રહ્યાં છો.

આની સાથે આ હકીકત પણ આ જ કિસ્સા દ્વારા તેમની સમક્ષ સ્પષ્ટ કરી દેવામાં આવી છે કે તમારા માટે મોક્ષનો માર્ગ માત્ર એક જ છે, અને તે છે અલ્લાહની બંદગી. આ માર્ગને છોડીને તમે જે પણ રસ્તો અપનાવશો તે

إِنَّ عِبَادِي لَيْسَ لَكَ عَلَيْهِمْ سُلْطَٰنٌ إِلَّا مَنِ ٱتَّبَعَكَ مِنَ ٱلْغَاوِينَ ﴿٤٢﴾ وَإِنَّ جَهَنَّمَ لَمَوْعِدُهُمْ أَجْمَعِينَ ﴿٤٣﴾

**નિઃશંક જે મારા સાચા બંદા છે તેમની ઉપર તારું જોર ચાલશે નહીં. તારું જોર તો માત્ર એ બહેકી ગયેલાં લોકો ઉપર ચાલશે જે તારું અનુસરણ કરે,**[૨૪] **અને આ સૌના માટે જહન્નમની સજાની ધમકી છે.''**[૨૫]

શેતાનનો માર્ગ છે જે સીધો નર્ક તરફ જાય છે.

ત્રીજી વાત જે આ કિસ્સા વડે તેમને સમજાવવામાં આવી છે તે આ છે કે તમારી આ ભૂલ માટે તમે પોતે જ જવાબદાર છો. શેતાનનું કામ આનાથી વધારે કંઈ નથી કે તે બહારથી દેખાતી દુનિયા વડે તમને ભ્રમમાં નાખીને બંદગીના માર્ગ ઉપરથી ચલિત કરવાનો પ્રયાસ કરે છે. તેનાથી છેતરાઈ જવાનું કામ તમારું પોતાનું કૃત્ય છે જેની કોઈ જવાબદારી તમારા પોતાના સિવાય બીજા કોઈની ઉપર નથી. (આની વધુ સ્પષ્ટતા માટે જુઓ, સૂરઃ ઈબ્રાહીમ, આયત ૨૨ અને નોંધ ક્રમાંક ૩૧)

(૨૧) એટલે કે કયામત સુધી તો લાનતનો મારેલો રહેશે, તે પછી જ્યારે બદલાનો દિવસ કાયમ થશે ત્યારે ફરીથી તારી નાફરમાનીઓની સજા આપવામાં આવશે.

(૨૨) એટલે કે જેવી રીતે તેં આ તુચ્છ અને નીચા દરજ્જાની મખ્લૂકને સિજ્દો કરવાનો હુકમ આપીને મને લાચાર બનાવી દીધો કે તારો હુકમ ન માનું, આવી જ રીતે હવે હું એ મનુષ્યો માટે દુનિયાને મનમોહક અને આકર્ષક બનાવી દઈશ કે જેથી આ બધાં જ તેનાથી ઠગાઈને તારા નાફરમાન બની જાય. બીજા શબ્દોમાં ઈબ્લીસના કહેવાનો મતલબ આ હતો કે હું ધરતીના જીવન અને તેની લિજ્જતો તથા તેના હંગામી ફાયદા અને લાભોને મનુષ્ય માટે એવા આકર્ષક બનાવી દઈશ કે તે ખિલાફત (નાયબપદ) અને તેની જવાબદારીઓ તથા આખિરતના સવાલ-જવાબને ભૂલી જશે અને ખુદ તને પણ કાં તો ભૂલી જશે, અથવા તને યાદ રાખવા છતાં તારા હુકમોનો ભંગ કરશે.

(૨૩) هَٰذَا صِرَاطٌ عَلَيَّ مُسْتَقِيمٌ ના બે અર્થઘટન થઈ શકે છે. એક અર્થઘટન એ છે જે અમે અનુવાદમાં કર્યો છે અને બીજું અર્થઘટન આ છે કે هَٰذَا طَرِيقٌ حَقٌّ عَلَيَّ أَنْ أُرَاعِيَهُ , એટલે કે આ વાત સાચી છે, હું પણ તેનો ચુસ્તપણે અમલ કરીશ.

(૨૪) આ કથનના પણ બે અર્થ થઈ શકે છે. એક એ જે ઉપર અનુવાદમાં અપનાવવામાં આવ્યો છે. અને બીજો આ કે મારા બંદા (એટલે કે સામાન્ય માણસો) ઉપર તને કોઈ અધિકાર મળેલો નહીં હોય કે તું તેમને બળપૂર્વક નાફરમાન બનાવી દે, અલબત્ત જે જાતે જ બહેકેલાં હોય અને જાતે જ તારૂં અનુસરણ કરવા માગે તેમને તારા રસ્તે જવા માટે છોડી દેવામાં આવશે, તેમને અમે બળપૂર્વક તેનાથી દૂર રાખવાનો પ્રયત્ન નહીં કરીએ.

પહેલા અર્થની દૃષ્ટિએ વિષયનો ટૂંકસાર આ થશે કે બંદગીની રીત અલ્લાહ સુધી પહોંચવાનો સીધો માર્ગ છે, જે લોકો આ રસ્તો અપનાવી લેશે તેમની ઉપર શેતાનનું જોર નહીં ચાલે. તેમને અલ્લાહ પોતાના માટે



لَهَا سَبْعَةُ اَبْوَابٍ ؕ لِكُلِّ بَابٍ مِّنْهُمْ جُزْءٌ مَّقْسُوْمٌ ﴿٤٤﴾ ع اِنَّ
الْمُتَّقِيْنَ فِيْ جَنّٰتٍ وَّ عُيُوْنٍ ﴿٤٥﴾ ؕ اُدْخُلُوْهَا بِسَلٰمٍ اٰمِنِيْنَ ﴿٤٦﴾

**આ જહન્નમ(જેની સજાની ધમકી ઈબ્લીસના અનુયાયીઓને આપવામાં આવી છે) તેના સાત દરવાજાં છે, દરેક દરવાજા માટે તેમાંથી એક હિસ્સો ખાસ કરી દેવામાં આવ્યો છે.[૨૬] (રુકૂઅ ૩) આનાથી વિપરીત સંયમી લોકો[૨૭] બાગ-બગીચાંઓ અને ઝરણાંઓમાં હશે અને તેમને કહેવામાં આવશે કે દાખલ થઈ જાઓ આમાં સલામતી સાથે, ભય અને જોખમ વિના.**

ખાસ બનાવી લેશે અને શેતાન પોતે પણ એકરાર કરે છે કે તે તેના ફંદામાં ફંસાશે નહીં, અલબત્ત, જે લોકો પોતે બંદગીથી ચલિત થઈને તેમની સફળતા અને સદ્ભાગ્યનો માર્ગ ખોઈ નાખશે તેઓ ઈબ્લીસના દાવમાં આવી જશે અને પછી જ્યાં જ્યાં તે તેમને ભરમાવીને લઈ જવા માગશે, તેઓ તેની પાછળ ભટકતા અને દૂરને દૂર જતા રહેશે.

બીજા અર્થની દૃષ્ટિએ આ વાતનો ટૂંકસાર આ હશે : શેતાને મનુષ્યોને બહેકાવવા માટે તેની કાર્યપદ્ધતિ આ જણાવી છે કે તે ધરતીના જીવનને તેમના માટે આકર્ષક બનાવીને તેમને ખુદા તરફથી ગાફેલ અને બંદગીના માર્ગથી ચલિત કરશે. અલ્લાહતઆલાએ આને સમર્થન આપતાં કહ્યું કે આ શરત મેં માની, અને વધુમાં સ્પષ્ટતા કરતાં આ વાત પણ સ્પષ્ટ કરી દીધી કે તેને ફક્ત છેતરવાનો અધિકાર આપવામાં આવી રહ્યો છે, આ અધિકાર આપવામાં આવી રહ્યો નથી કે તું હાથ પકડીને તેમને બળપૂર્વક તારા માર્ગે ખેંચી જાય. શેતાને તેની નોટિસથી એ બંદાઓને બાકાત કર્યા જેમને અલ્લાહ તેના માટે પસંદ કરી લે. આનાથી આ ગેરસમજ ઊભી થઈ રહી હતી કે કદાચ અલ્લાહતઆલા કોઈ તાર્કિક કારણ વિના આમ જ જેને ઇચ્છે પસંદ કરી લેશે અને તે શેતાનની પહોંચથી બચી જશે, અલ્લાહતઆલાએ આ કહીને વાત સ્પષ્ટ કરી દીધી કે જે જાતે બહેકેલો હશે તે જ તારૂં અનુસરણ કરશે. બીજા શબ્દોમાં જે બહેકેલો નહીં હોય તે તારૂં અનુસરણ નહીં કરે અને તે જ અમારો એ પસંદ કરેલો બંદો હશે જેને અમે પસંદ કરીને અમારો બનાવી લઈશું.

(૨૫) અત્રે આ કિસ્સો જે હેતુ માટે વર્ણવવામાં આવ્યો છે તેને સમજવા માટે જરૂરી છે કે સંદર્ભને સ્પષ્ટ રીતે ધ્યાનમાં રાખવામાં આવે. પહેલા અને બીજા રુકૂઅના વિષય ઉપર વિચારતાં આ વાત સ્પષ્ટપણે સમજાઇ જાય છે કે આ વર્ણનની સાથે આદમ અ.સ. અને ઈબ્લીસનો આ કિસ્સો વર્ણવવાનો હેતુ કાફિરોને આ હકીકત સામે ચેતવવાનો છે કે તમે તમારા આદિશત્રુ શેતાનના ફંદામાં ફંસાઈ ગયાં છો અને એ પડતીમાં નીચે જઈ રહ્યાં છો જેમાં તે તેની અદેખાઈના કારણે તમને લઈ જવા માગે છે. આનાથી ઊલટું આ નબી તમને એ ફંદામાંથી કાઢીને એ ઊંચાઈ તરફ લઈ જવાનો પ્રયત્ન કરી રહ્યો છે જે હકીકતમાં માનવી હોવાની હેસિયતમાં તમારૂં કુદરતી સ્થાન છે, પરંતુ તમે અજબ મૂર્ખ લોકો છો કે તમારા શત્રુને મિત્ર તથા તમારા શુભચિંતકને શત્રુ માની રહ્યાં છો.

આની સાથે આ હકીકત પણ આ જ કિસ્સા દ્વારા એમની સામે સ્પષ્ટ થઈ ગઈ છે કે તમારા માટે મુક્તિનો

وَ نَزَعْنَا مَا فِیْ صُدُوْرِهِمْ مِّنْ غِلٍّ اِخْوَانًا عَلٰی سُرُرٍ مُّتَقٰبِلِیْنَ ﴿٤٧﴾
لَا یَمَسُّهُمْ فِیْهَا نَصَبٌ وَّ مَا هُمْ مِّنْهَا بِمُخْرَجِیْنَ ﴿٤٨﴾ نَبِّئْ
عِبَادِیْۤ اَنِّیْۤ اَنَا الْغَفُوْرُ الرَّحِیْمُ ﴿٤٩﴾ وَ اَنَّ عَذَابِیْ هُوَ الْعَذَابُ
الْاَلِیْمُ ﴿٥٠﴾ وَ نَبِّئْهُمْ عَنْ ضَیْفِ اِبْرٰهِیْمَ ﴿٥١﴾ اِذْ دَخَلُوْا عَلَیْهِ

**તેમના દિલોમાં જે થોડોઘણી ખોટ-કપટ હશે તેને અમે કાઢી દઈશું,[૨૮] તેઓ એકબીજાના ભાઈ બનીને સામસામે આસનો ઉપર બિરાજશે. ત્યાં તેમને ન તો કોઈ પરિશ્રમનો સામનો કરવો પડશે અને ન તો ત્યાંથી કાઢવામાં આવશે.[૨૯]**

**હે નબી, મારા બંદાઓને જણાવી દો કે હું ઘણો દરગુજર કરનાર અને દયાળુ છું. પરંતુ આની સાથે મારી સજા પણ અત્યંત પીડાકારી સજા છે.**

**અને આમને જરા ઈબ્રાહીમના મહેમાનોનો કિસ્સો સંભળાવો.[૩૦] જ્યારે તેઓ તેને ત્યાં આવ્યાં અને**

માર્ગ ફક્ત એક છે, અને તે અલ્લાહની બંદગી છે. આ રસ્તાને છોડી દઈ તમે જે રસ્તે પણ જશો તે શેતાનનો રસ્તો છે જે સીધો જહન્નમ તરફ જાય છે.

ત્રીજી વાત જે આ કિસ્સા દ્વારા આમને સમજાવવામાં આવી છે, આ છે કે તમારી આ ભૂલના જવાબદાર તમે પોતે છો. શેતાનની કોઈ ભૂમિકા આના કરતાં વધારે નથી કે તે દેખાતા દુનિયાના જીવન વડે તમને ઠગીને તમને બંદગીના માર્ગથી ચલિત કરવાનો પ્રયત્ન કરે છે. તેના હાથે ઠગાવવું તમારૂં પોતાનું કૃત્ય છે જેની કોઈ જવાબદારી તમારા પોતાના સિવાય બીજા કોઈની ઉપર નથી. (આની વધુ સ્પષ્ટતા માટે જુઓ સૂરઃ ઈબ્રાહીમ આયત ૨૩, નોં. ક્રઃ૩૧)

(૨૬) નર્કના આ દરવાજાં એ ગુમરાહીઓ અને ગુનાઓના પ્રકાર પ્રમાણે છે જેમની ઉપર ચાલીને મનુષ્ય પોતાના માટે નર્કનો માર્ગ ખોલે છે. દા.ત. કોઈ નાસ્તિકતાના રસ્તેથી દોજખ તરફ જાય છે, કોઈ શિર્કના રસ્તેથી, કોઈ દંભના રસ્તેથી, કોઈ વાસના અને ગુનાખોરીના રસ્તેથી, કોઈ જોરજુલમ અને લોકોને પીડા પહોંચાડવાના રસ્તેથી, કોઈ અજ્ઞાનના પ્રચાર તથા કુફ્રની સ્થાપનાના રસ્તેથી અને કોઈ નિર્લજ્જતા અને નિષિદ્ધ કાર્યોને ફેલાવવાના રસ્તેથી.

(૨૭) એટલે કે એ લોકો કે જે શેતાનનું અનુસરણ કરવાથી બચતા રહ્યાં હોય અને જેમણે અલ્લાહથી ડરીને બંદગીનું જીવન પસાર કર્યું હોય.

(૨૮) એટલે કે સદાચારી લોકોની વચ્ચે અંદરોઅંદર ગેરસમજોના કારણે દુનિયામાં જો કેટલીક

فَقَالُوْا سَلٰمًا ؕ قَالَ اِنَّا مِنْكُمْ وَجِلُوْنَ ﴿۵۲﴾ قَالُوْا لَا تَوْجَلْ اِنَّا
نُبَشِّرُكَ بِغُلٰمٍ عَلِيْمٍ ﴿۵۳﴾ قَالَ اَبَشَّرْتُمُوْنِيْ عَلٰٓى اَنْ مَّسَّنِيَ الْكِبَرُ
فَبِمَ تُبَشِّرُوْنَ ﴿۵۴﴾ قَالُوْا بَشَّرْنٰكَ بِالْحَقِّ فَلَا تَكُنْ مِّنَ الْقٰنِطِيْنَ ﴿۵۵﴾
قَالَ وَمَنْ يَّقْنَطُ مِنْ رَّحْمَةِ رَبِّهٖٓ اِلَّا الضَّآلُّوْنَ ﴿۵۶﴾ قَالَ
فَمَا خَطْبُكُمْ اَيُّهَا الْمُرْسَلُوْنَ ﴿۵۷﴾ قَالُوْٓا اِنَّآ اُرْسِلْنَآ اِلٰى قَوْمٍ

**કહ્યું "તમારી ઉપર સલામ" તો તેણે કહ્યું "અમને તમારાથી ડર લાગે છે."[૩૧] તેમણે જવાબ આપ્યો "ડરો નહીં, અમે તમને એક ખૂબ સમજુ દીકરાની ખુશખબર આપીએ છીએ."[૩૨] ઈબ્રાહીમે કહ્યું "શું તમે આ ઘડપણમાં મને સંતાનની ખુશખબર આપો છો? જરા વિચારો તો ખરા કે આ કેવી ખુશખબર તમે મને આપી રહ્યાં છો ?" તેમણે જવાબ આપ્યો "અમે તમને સાચી ખુશખબર આપી રહ્યાં છીએ, તમે નિરાશ ન થાઓ." ઈબ્રાહીમે કહ્યું "પોતાના માલિકની કૃપાથી નિરાશ તો ગુમરાહ થયેલા લોકો જ થતાં હોય છે." પછી ઈબ્રાહીમે પૂછ્યું " હે અલ્લાહના મોકલેલાં, એ ખાસ કામ શું છે જેના માટે આપ લોકો અહીં પધાર્યાં છો ?"[૩૩] તેઓ બોલ્યાં "અમે એક ગુનેગાર કોમ તરફ**

અદાવતો પેદા થઈ ગઈ હોય તો જન્નતમાં દાખલ થતી વખતે તે દૂર થઈ જશે અને તેમના દિલોને એકબીજા તરફથી બિલકુલ ચોખ્ખાં કરી દેવામાં આવશે. (વધુ સમજૂતી માટે જુઓ, સૂરઃ આ'રાફ, નોંધ ક્રમાંક ૩૨)

(૨૯) આની સમજૂતી એ હદીસમાંથી મળે છે જેમાં નબી સ.અ.વ.એ જણાવ્યું છે કે يقال لاهل الجنه ان لكم ان تصحوا ولا تمرضوا ابدًا، وان لكم ان تعيشوا فلا تموتوا ابدا، وان لكم ان تشبّوا ولا تهرموا ابدًا، وان لكم ان تقيموا فلا تظعنوا ابدًا۔ એટલે કે "જન્નતવાસીને કહી દેવામાં આવશે કે હવે તમે હંમેશાં સ્વસ્થ રહેશો, કયારેય માંદા નહીં પડો. અને હવે તમે હંમેશાં જીવતાં રહેશો, કયારેય તમને મોત નહીં આવે. અને હવે તમે હંમેશાં યુવાન રહેશો, કયારેય ઘડપણ તમારી ઉપર નહીં આવે. અને હવે તમે હંમેશાં સ્થાયી રહેશો, કયારેય કૂચ કરવાની તમને જરૂર નહીં પડે." આની વધુ સમજૂતી એ આયતો અને હદીસો ઉપરથી મળે છે જેમાં જણાવવામાં આવ્યું છે કે જન્નતમાં મનુષ્યને તેના રોજગાર અને જીવન જરૂરિયાતની વસ્તુઓ એકત્ર કરવા માટે કોઈ પરિશ્રમ કરવો પડશે નહીં. બધું જ તેને કોઈ પણ પ્રયાસ અને મહેનત કર્યા વિના મળશે.

(૩૦) અહીં હઝરત ઈબ્રાહીમ અ.સ. અને તેમના પછી તેમની નજીકમાં આવેલી લૂતની કોમનો કિસ્સો જે હેતુ માટે સંભળાવવામાં આવી રહ્યો છે તેને સમજવા માટે આ સૂરઃની શરૂઆતની આયતોને નજર સમક્ષ રાખવી જરૂરી છે. ૭મી અને ૮મી આયતમાં મક્કાના કાફિરોનું આ કથન નોંધવામાં આવ્યું છે કે તેઓ

مُّجۡرِمِيۡنَ ۝٥٨ اِلَّاۤ اٰلَ لُوۡطٍ ؕ اِنَّا لَمُنَجُّوۡهُمۡ اَجۡمَعِيۡنَ ۝٥٩ اِلَّا
امۡرَاَتَهٗ قَدَّرۡنَاۤ ۙ اِنَّهَا لَمِنَ الۡغٰبِرِيۡنَ ۝٦٠ فَلَمَّا جَآءَ اٰلَ لُوۡطِ
ۣالۡمُرۡسَلُوۡنَ ۝٦١ قَالَ اِنَّكُمۡ قَوۡمٌ مُّنۡكَرُوۡنَ ۝٦٢ قَالُوۡا بَلۡ جِئۡنٰكَ
بِمَا كَانُوۡا فِيۡهِ يَمۡتَرُوۡنَ ۝٦٣ وَ اَتَيۡنٰكَ بِالۡحَقِّ وَ اِنَّا لَصٰدِقُوۡنَ ۝٦٤
فَاَسۡرِ بِاَهۡلِكَ بِقِطۡعٍ مِّنَ الَّيۡلِ وَاتَّبِعۡ اَدۡبَارَهُمۡ وَلَا يَلۡتَفِتۡ




**મોકલવવામાં આવ્યાં છીએ.[૩૪] કેવળ લૂતના કુટુંબીજનો બાકાત છે, એ તમામને અમે બચાવી લઈશું, તેની પત્ની સિવાય જેના માટે (અલ્લાહ કહે છે કે) અમે નિર્મિત કરી દીધું છે કે તે પાછળ રહી જનારાઓમાં સામેલ રહેશે.'' (રુકૂઅ ૪)**

**પછી જ્યારે આ મોકલાયેલાં લૂતને ત્યાં પહોંચ્યાં[૩૫] ત્યારે તેણે કહ્યું ''આપ લોકો અજાણ્યાં લાગો છો.''[૩૬] તેમણે જવાબ આપ્યો ''નહીં, બલકે અમે એ જ વસ્તુ લઈને આવ્યાં છીએ જેના આવવામાં આ લોકો શંકા કરી રહ્યા હતાં. અમે તમને સાચું કહીએ છીએ કે અમે સત્યની સાથે તમારી પાસે આવ્યાં છીએ તેથી હવે તમે થોડી રાત બાકી હોય ત્યારે તમારા કુટુંબીજનોને લઈને નીકળી જાઓ અને તમે પોતે તેમની પાછળ પાછળ ચાલો[૩૭] તમારામાંથી કોઈ પાછું વળીને**

નબી સ.અ.વ.ને કહેતા હતાં કે ''જો તમે સાચા નબી છો તો અમારી સામે ફરિશ્તાઓને કેમ લઈ આવતાં નથી? આનો ટૂંકો જવાબ ત્યાં માત્ર આટલું જ કહીને છોડી દેવામાં આવ્યો હતો કે ''ફરિશ્તાઓને અમે અમસ્તાં જ નથી ઊતારી દેતાં, તેમને તો અમે જ્યારે મોકલીએ છીએ સત્યની સાથે જ મોકલીએ છીએ.'' હવે તેનો વિગતવાર જવાબ અહીં આ બે કિસ્સાઓ હેઠળ આપવામાં આવી રહ્યો છે. અહીં તેમને જણાવવામાં આવી રહ્યું છે કે એક ''સત્ય'' તો એ છે જે ફરિશ્તા ઈબ્રાહીમ અ.સ.ની પાસે લઈને આવ્યા હતાં, અને બીજું સત્ય તે છે જેને લઈને તેઓ લૂતની કોમ પાસે પહોંચ્યા હતાં. હવે તમે પોતે જોઈ લો કે તમારી પાસે આમાંથી કયું સત્ય લઈને ફરિશ્તા આવી શકે છે. ઈબ્રાહીમવાળા સત્યને લાયક તો તમે નથી એ તો દેખીતું છે. હવે શું એ સત્યની સાથે ફરિશ્તાઓને બોલાવવા માગો છો જેને લઈને તેઓ લૂતની કોમને ત્યાં ઊતર્યા હતાં?

(૩૧) તુલના કરવા માટે જુઓ, સૂરઃ હૂદ, રુકૂઅ ૭ અને તેની નોંધો.

(૩૨) અહીં હઝરત ઈસ્હાક અ.સ.ના જન્મની ખુશખબર છે જે અંગે સૂરઃ હૂદમાં વિગતવાર વર્ણન કરવામાં આવ્યું છે.

(૩૩) હઝરત ઈબ્રાહીમ અ.સ.ના આ પ્રશ્ન ઉપરથી સ્પષ્ટપણે જાહેર થાય છે કે ફરિશ્તાઓનું

مِنْكُمْ اَحَدٌ وَّ امْضُوْا حَيْثُ تُؤْمَرُوْنَ ﴿٦٥﴾ وَ قَضَيْنَآ اِلَيْهِ
ذٰلِكَ الْاَمْرَ اَنَّ دَابِرَ هٰٓؤُلَآءِ مَقْطُوْعٌ مُّصْبِحِيْنَ ﴿٦٦﴾ وَ
جَآءَ اَهْلُ الْمَدِيْنَةِ يَسْتَبْشِرُوْنَ ﴿٦٧﴾ قَالَ اِنَّ هٰٓؤُلَآءِ

---

**ન જુએ.[૩૮] બસ સીધા ચાલ્યાં જાઓ જે તરફ જવાનો તમને હુકમ આપવામાં આવી રહ્યો છે.'' અને તેને અમે અમારો આ ફેંસલો પહોંચાડી દીધો કે સવાર થતાં સુધીમાં આ લોકોનું મૂળ કાપી નાખવામાં આવશે.**

**એવામાં શહેરના લોકો આનંદના માર્યા આતુર બનીને લૂતના ઘરે ચઢી આવ્યાં.[૩૯] લૂતે કહ્યું ''ભાઈઓ, આ**

---

માનવીનું રૂપ ધારણ કરીને આવવું હંમેશાં અસાધારણ સંજોગોમાં જ થતું હોય છે અને કોઈ મોટું કામ હોય છે જેના માટે તેમને મોકલવામાં આવે છે.

(૩૪) આ ટૂંકો ઈશારો સ્પષ્ટપણે દર્શાવે છે કે લૂતની કોમના અપરાધોનું પ્રમાણ એટલી હદે વધી ગયું હતું કે હઝરત ઈબ્રાહીમ અ.સ.જેવા વાકેફગાર માણસની સામે તેનું નામ લેવાની જરા પણ જરૂર ન હતી, માત્ર ''એક અપરાધી કોમ'' કહેવું બિલકુલ પૂરતું હતું.

(૩૫) તુલના કરવા માટે જુઓ, સૂરઃ આ'રાફ, રુકૂઅ ૧૦ અને સૂરઃ હૂદ, રુકૂઅ ૭.

(૩૬) અહીં વાત સંક્ષિપ્તમાં કહેવામાં આવી છે. સૂરઃ હૂદમાં આની વિગતો આ પ્રમાણે આપવામાં આવી છે કે આ લોકોના આવવાથી હઝરત લૂત અ.સ. ખૂબ ગભરાઈ ગયાં અને મનોમન દુખી થયાં અને તેમને જોતાં જ પોતાના દિલમાં કહેવા લાગ્યાં કે આજે અત્યંત સખત સમય આવ્યો છે. આ ગભરાટનું કારણ જે કુર્આનના વર્ણન ઉપરથી સાંકેતિક રૂપમાં અને વર્ણનો ઉપરથી સ્પષ્ટપણે જણાય છે તે આ છે કે આ ફરિશ્તાઓ અત્યંત રૂપાળા કિશોરોનું રૂપ ધારણ કરીને હઝરત લૂત અ.સ.ને ત્યાં પહોંચ્યા હતાં. અને હઝરત લૂત અ.સ. તેમની કોમની બદમાશીથી વાકેફ હતાં એટલા માટે તેઓ ખૂબ બેચેન બની ગયાં અને કહ્યું કે આવેલા મહેમાનોને પાછા પણ મોકલી શકાય તેમ નથી તેમજ તેમને આ બદમાશોથી બચાવવા પણ મુશ્કેલ છે.

(૩૭) એટલે કે તમારા ઘરના લોકોની પાછળ પાછળ ચાલો કે તેમનામાંથી કોઈ રહી જવા પામે નહીં.

(૩૮) આનો અર્થ આ નથી કે પાછળ ફરીને જોતાં જ તમે પથ્થર બની જશો જેમ કે બાઈબલમાં જણાવવામાં આવ્યું છે બલકે આનો અર્થ આ છે કે પાછળના અવાજો અને શોર-બકોર સાંભળીને તમાશો જોવા માટે રોકાઈ ન જતાં. આ તમાશો જોવાનો સમય નથી તેમજ ન તો અપરાધી કોમની બરબાદી માટે અશ્રુ વહેવડાવાનો સમય છે. એક ક્ષણ માટે પણ જો તમે આ પ્રકોપિત કોમના પ્રદેશમાં થોભ્યાં તો શક્ય છે કે તમને પણ આ વિનાશની વર્ષાથી કયાંક કોઈ નુકસાન થઈ જાય.

(૩૯) આના ઉપરથી અનુમાન કરી શકાય છે કે આ કોમની અનૈતિકતા કઈ હદે પહોંચી ગઈ હતી.

ضَيۡفِىۡ فَلَا تَفۡضَحُوۡنِۙ ﴿۶۸﴾ وَاتَّقُوا اللّٰهَ وَلَا تُخۡزُوۡنِ ﴿۶۹﴾ قَالُوۡۤا اَوَ لَمۡ نَنۡهَكَ عَنِ الۡعٰلَمِيۡنَ ﴿۷۰﴾ قَالَ هٰٓؤُلَاۤءِ بَنٰتِىۡۤ اِنۡ كُنۡتُمۡ فٰعِلِيۡنَؕ ﴿۷۱﴾

**મારા મહેમાનો છે, મારી ફજેતી ન કરો, અલ્લાહથી ડરો, મને અપમાનિત ન કરો.'' તેઓ બોલ્યાં, ''શું અમે વારંવાર તમને મનાઈ કરેલી નથી કે આખી દુનિયાના ઈજારદાર ન બનો ?'' લૂતે વિવશ થઈને કહ્યું ''જો તમારે કંઈ કરવું જ હોય તો આ મારી પુત્રીઓ હાજર છે !''[૪૦]**

વસ્તીના એક માણસને ત્યાં કેટલાંક રૂપાળા મહેમાનોનું આગમન એ વાત માટે પૂરતું હતું કે તેના ઘરે બદમાશોનું એક મોટું ટોળું ધસી આવે અને ખુલ્લંખુલ્લા તેઓ તેની પાસે માગણી કરે કે તારા મહેમાનોને કુકર્મ કરવા માટે અમારા હવાલે કરી દે. તેમના સમસ્ત સમાજમાં એવું કોઈ તત્ત્વ બાકી રહ્યું ન હતું જે આ હરકતોની સામે અવાજ ઊઠાવે. અને તેમના સમાજમાં કોઈ નૈતિક સંવેદના બાકી રહી ન હતી કે જેના કારણે લોકોને ખુલ્લંખુલ્લા આવાં જુલમો કરવામાં સહેજ પણ શરમ આવે. હઝરત લૂત અ.સ.જેવા પવિત્ર માણસ અને નૈતિકતાના ગુરૂના ઘર ઉપર પણ જયારે બદમાશોનો હુમલો આવી બેધડક રીતે થઈ શકતો હોય તો અનુમાન કરી શકાય છે કે સામાન્ય માણસોની સાથે એ વસ્તીઓમાં શું શું થઈ રહ્યું હશે.

તલમૂદમાં આ કોમનો જે અહેવાલ આપવામાં આવ્યો છે તેનો સંક્ષિપ્તમાં અમે વર્ણન આપીએ છીએ જેના ઉપરથી થોડી વધારે વિગતો સાથે જણાશે કે આ કોમ નૈતિક બગાડની કઈ છેલ્લી હદે પહોંચી ગઈ હતી. તેમાં લખ્યું છે કે એક વખતે ઐલામનો મુસાફર તેમના પ્રદેશમાંથી પસાર થઈ રહ્યો હતો. રસ્તામાં સાંજ પડી ગઈ અને મજબૂરીથી તેને તેમના શહેર સોડોમમાં રોકાવું પડ્યું. તેની સાથે તેનું ભાથું હતું. કોઈને તેણે યજમાન બનવા માટે વિનંતી ન કરી, બસ એક ઝાડની નીચે રોકાઈ ગયો. પરંતુ સોડોમનો એક માણસ આગ્રહપૂર્વક તેને ઊઠાવીને તેના ઘરે લઈ ગયો. રાત્રે તેને ત્યાં રાખ્યો અને સવાર થતાં પહેલાં તેનું ગધેડું, તેની જીન અને વ્યાપારના સામાન સાથે છૂમંતર થઈ ગયો. તેણે હોહા કરી પરંતુ કોઈએ તેની ફરિયાદ સાંભળી નહીં. બલકે વસ્તીના લોકોએ તેનો બાકી વધેલો માલ પણ લૂંટીને તેને કાઢી મૂકયો.

એક વખત હઝરત સારાહએ હઝરત લૂત અ.સ.ના ઘરના લોકોના ખબરઅંતર પૂછવા માટે તેમના ગુલામ ઈલ્યઝરને સોડોમ મોકલ્યો. તે જયારે શહેરમાં દાખલ થયો ત્યારે તેણે જોયું કે સોડોમનો એક માણસ એક અજાણી વ્યકિતને મારી રહ્યો હતો. ઈલ્યઝરે તેને ઠપકો આપ્યો કે તમે મજબૂર મુસાફરો સાથે કેવો વ્યવહાર કરો છો ? પરંતુ જવાબમાં ખુલ્લા બજારમાં ઈલ્યઝરનું માથું ફાડી નાખવામાં આવ્યું.

એક વખત એક ગરીબ માણસ કયાંકથી તેમના શહેરમાં આવ્યો અને કોઈએ તેને ખાવા માટે તેને કંઈ આપ્યું નહીં. તે ભૂખનો માર્યો દુઃખી થઈને એક જગ્યાએ પડયો હતો ત્યાં હઝરત લૂત અ.સ.ની દીકરીએ તેને જોઈ લીધો અને તેના માટે જમવાનું મોકલાવ્યું. આ કૃત્ય બદલ હઝરત લૂત અ.સ.અને તેમની દીકરીને સખત ઠપકો આપવામાં આવ્યો અને તેમને ધમકીઓ આપવામાં આવી કે આવી હરકતો સાથે તમે લોકો અમારી વસ્તીમાં નહીં રહી શકો.

لَعَمْرُكَ إِنَّهُمْ لَفِي سَكْرَتِهِمْ يَعْمَهُونَ ﴿٧٢﴾ فَأَخَذَتْهُمُ الصَّيْحَةُ
مُشْرِقِينَ ﴿٧٣﴾ فَجَعَلْنَا عَالِيَهَا سَافِلَهَا وَأَمْطَرْنَا عَلَيْهِمْ حِجَارَةً
مِّن سِجِّيلٍ ﴿٧٤﴾ إِنَّ فِي ذَٰلِكَ لَآيَاتٍ لِّلْمُتَوَسِّمِينَ ﴿٧٥﴾ وَإِنَّهَا

---

**તારા પ્રાણના સોગંદ હે નબી, એ વખતે તેમની ઉપર એક નશો ચઢેલો હતો જેમાં તેઓ કાબૂ બહાર થઈ રહ્યા હતાં.**

**છેવટે પરોઢ થતાં જ તેમને એક ભયંકર ધડાકાએ પકડી લીધાં અને અમે તે વસ્તીને ઊલટપુલટ કરી નાખી અને તેમની ઉપર પકવેલી માટીના પથ્થરોનો વરસાદ વરસાવી દીધો.[૪૧]**

**આ કિસ્સામાં મોટી નિશાનીઓ છે એ લોકો માટે જે બુદ્ધિશાળી છે. અને એ પ્રદેશ (જ્યાં**

---

આ પ્રકારના અનેક કિસ્સા વર્ણવ્યા પછી તલમૂદનો લેખક લખે છે કે તેઓ તેમના રોજિંદા જીવનમાં ભારે જુલમી, વિશ્વાસઘાતી અને અપ્રમાણિક હતાં. કોઈ મુસાફર તેમના વિસ્તારમાંથી સલામત રીતે પસાર થઈ શકતો ન હતો. કોઈ ગરીબ માણસ તેમના વિસ્તારમાંથી રોટલીનો એક ટુકડો પણ મેળવી શકતો ન હતો. ઘણીવાર એવું થતું કે બહારનો માણસ તેમના વિસ્તારમાં પહોંચીને ભૂખ્યો મરી જતો અને આ લોકો તેના કપડાં ઊતારીને તેના શબને નગ્ન અવસ્થામાં દાટી દેતા હતાં. બહારથી આવતાં વેપારીઓ જો મુસીબતના માર્યા ત્યાં પહોંચી જાય તો ખુલ્લેઆમ લૂંટી લેવામાં આવતાં અને તેમની ફરિયાદની હાંસી ઉડાવવામાં આવતી હતી. તેમના મેદાની પ્રદેશને તેમણે એક બગીચામાં ફેરવી દીધો હતો જેનો વિસ્તાર માઈલો સુધી વિસ્તરેલો હતો. આ બાગમાં તેઓ સાવ નિર્લજ્જ બનીને ખુલ્લેઆમ દુષ્કૃત્યો કરતા હતાં અને એકલા લૂત અ.સ. સિવાય બીજો કોઈ તેમને ટોકનાર ન હતો. કુર્આનેમજીદમાં આ સમગ્ર દાસ્તાનને સંક્ષિપ્તમાં માત્ર બે જ વાકયોમાં કહી દેવામાં આવી છે કે وَمِنْ قَبْلُ كَانُوا يَعْمَلُونَ السَّيِّئَاتِ (એ લોકો પહેલાંથી જ ઘણાં બૂરાં કામો કરી રહ્યા હતાં) અને أَئِنَّكُمْ لَتَأْتُونَ الرِّجَالَ وَتَقْطَعُونَ السَّبِيلَ وَتَأْتُونَ فِي نَادِيكُمُ الْمُنْكَرَ (તમે પુરૂષો દ્વારા કામવાસના સંતોષો છો, મુસાફરોને લૂંટો છો અને તમારી બેઠકોમાં ખુલ્લેઆમ કુકર્મો કરો છો?)

(૪૦) આની સમજૂતી સૂરઃ હૂદની નોંધ ક્રમાંક ૮૭માં આપી દેવામાં આવી છે. અહીં માત્ર એટલો જ ઈશારો પૂરતો છે કે આ શબ્દો એક સજ્જન માણસની જીભ ઉપર એવા સમયે આવ્યાં છે કે જયારે તે બિલકુલ લાચાર બની ગયો હતો અને બદમાશો તેની તમામ ફરિયાદોથી લાપરવા બનીને તેના મહેમાનો ઉપર તૂટી પડતા હતાં.

અત્રે એક વાત સ્પષ્ટ કરી દેવી જરૂરી છે. સૂરઃ હૂદમાં આ કિસ્સો જે ક્રમમાં વર્ણવવામાં આવ્યો છે તેમાં આ ખુલાસો છે કે હઝરત લૂત અ.સ.ને બદમાશોના આ હુમલાના વખત સુધી એ ખબર ન હતી કે તેમના મહેમાનો હકીકતમાં ફરિશ્તા છે. તેઓ ત્યાં સુધી આમ જ માની રહ્યા હતાં કે આ કેટલાક મુસાફર યુવકો છે જે તેમને ત્યાં આવીને રોકાયાં છે. તેમણે પોતાના ફરિશ્તા હોવાની હકીકત એ વખતે ખોલી કે જયારે બદમાશોનું ટોળું મહેમાનોના ઊતારા ઉપર તૂટી પડયું અને હઝરત લૂત અ.સ.એ બેચેન થઈને કહ્યું

لَبِسَبِيْلٍ مُّقِيْمٍ ۝٧٦ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً لِّلْمُؤْمِنِيْنَ ۝٧٧ وَ اِنْ كَانَ
اَصْحٰبُ الْاَيْكَةِ لَظٰلِمِيْنَ ۝٧٨ فَانْتَقَمْنَا مِنْهُمْ ۘ وَ اِنَّهُمَا لَبِاِمَامٍ
مُّبِيْنٍ ۝٧٩ وَ لَقَدْ كَذَّبَ اَصْحٰبُ الْحِجْرِ الْمُرْسَلِيْنَ ۝٨٠ وَ اٰتَيْنٰهُمْ
اٰيٰتِنَا فَكَانُوْا عَنْهَا مُعْرِضِيْنَ ۝٨١ وَ كَانُوْا يَنْحِتُوْنَ مِنَ الْجِبَالِ بُيُوْتًا




---

**આ ઘટના ઘટી હતી) જાહેર માર્ગ ઉપર આવેલો છે.[૪૨] તેમાં પદાર્થપાઠ છે એ લોકો માટે જે ઈમાનવાળાં છે.**

**અને ઐકાવાળા[૪૩] જુલમી હતાં, તો જોઈ લો કે અમે પણ તેમનાથી બદલો લીધો, અને આ બન્ને કોમોના ઉજ્જડ પ્રદેશો જાહેર માર્ગ ઉપર આવેલાં છે.[૪૪] (રુકૂઅ ૫)**

**હિજ્રના[૪૫] લોકો પણ પયગમ્બરોને ખોટા ઠેરવી ચુક્યાં છે. અમે અમારી આયતો તેમની પાસે મોકલી, અમારી નિશાનીઓ તેમને દેખાડી, પરંતુ તેઓ બધાંની અવગણના જ કરતા રહ્યાં. તેઓ પર્વતો કાપી કાપીને ઘરો બનાવતા હતાં**

---

لَوْ اَنَّ لِيْ بِكُمْ قُوَّةً اَوْ اٰوِيْۤ اِلٰى رُكْنٍ شَدِيْدٍ (કદાચ મારી પાસે તમારો સામનો કરવાની તાકાત હોત અથવા મારો કોઈ સહારો હોત જેની પાસેથી હું ટેકો મેળવી લેત). આના પછી ફરિશ્તાઓએ તેમને કહ્યું કે હવે, તમે તમારા ઘરના લોકોને લઈને અહીંથી નીકળી જાઓ અને અમને તેમને પહોંચી વળવા માટે છોડી દો. ઘટનાઓના આ ક્રમને નજર સમક્ષ રાખવાથી પૂરી રીતે ખ્યાલ આવી શકે છે કે હઝરત લૂત અ.સ.એ આ શબ્દો કેવી મુશ્કેલ પરિસ્થિતિમાં મજબૂરીમાં કહ્યા હતાં. આ સૂરઃમાં કેમ કે ઘટનાઓ તેના ઘટનાક્રમ પ્રમાણે વર્ણવવામાં આવી રહી નથી, બલકે એ ખાસ પાસાને વિશિષ્ટ રીતે સ્પષ્ટ કરવાનો ઈરાદો છે જેને સમજાવવા માટે જ આ કિસ્સો અહીં નોંધવામાં આવ્યો છે, એટલા માટે એક સામાન્ય વાચકને અહીં આ ગેરસમજ થઈ શકે છે કે ફરિશ્તા શરૂઆતમાં જ તેમનો પરિચય હઝરત લૂત અ.સ.ને કરાવી ચુકયા હતાં અને હવે તેમના મહેમાનોની આબરૂ સાચવવા માટે તેમની આ ફરિયાદ માત્ર નાટકીય પ્રકારની હતી.

(૪૧) આ પાકેલી માટીના પથ્થર શક્ય છે કે તૂટતા તારા પ્રકારના હોય, અને એ પણ શક્ય છે કે જ્વાળામુખીના (Volcanic Eruption) ફાટવાના લીધે ધરતીમાંથી નીકળીને ઊડયાં હોય અને પછી તેમની ઉપર વરસાદની જેમ વરસી પડયાં હોય. અને એ પણ શક્ય છે કે એક ભારે આંધીએ આ પથ્થરો વરસાવ્યાં હોય.

(૪૨) એટલે કે હિજાઝથી સીરિયા, અને ઈરાકથી મિસ્ર જતી વખતે આ નાશ પામેલાં વિસ્તારો રસ્તામાં આવે છે અને સામાન્ય રીતે કાફલાના લોકો વિનાશના આ અવશેષોને જુએ છે જે એ સમગ્ર વિસ્તારમાં આજ સુધી જોવા મળે છે. આ વિસ્તાર મૃતસાગરના પૂર્વ અને દક્ષિણમાં આવેલો છે અને ખાસ કરીને તેના દક્ષિણના

اٰمِنِيۡنَ ۝٨٢ فَاَخَذَتۡهُمُ الصَّيۡحَةُ مُصۡبِحِيۡنَ ۝٨٣ فَمَاۤ اَغۡنٰى عَنۡهُمۡ
مَّا كَانُوۡا يَكۡسِبُوۡنَ ۝٨٤ وَمَا خَلَقۡنَا السَّمٰوٰتِ وَالۡاَرۡضَ وَمَا
بَيۡنَهُمَاۤ اِلَّا بِالۡحَـقِّ‌ ؕ وَاِنَّ السَّاعَةَ لَاٰتِيَةٌ‌ فَاصۡفَحِ الصَّفۡحَ
الۡجَمِيۡلَ ۝٨٥ اِنَّ رَبَّكَ هُوَ الۡخَـلّٰقُ الۡعَلِيۡمُ ۝٨٦ وَلَـقَدۡ اٰتَيۡنٰكَ سَبۡعًا

**અને તેમની જગ્યાએ તદ્દન નિર્ભય અને નિશ્ચિંત હતાં. છેવટે એક ભારે ધડાકાએ તેમને સવાર થતાં ઝડપી લીધાં અને તેમની કમાણી તેમના કોઈ કામમાં ન આવી.[૪૬]**

**અમે આકાશો અને ધરતીને અને તેમની સમગ્ર વસ્તુઓને સત્ય સિવાય અન્ય કોઈ આધાર ઉપર સર્જી નથી,[૪૭] અને ફેંસલાની ઘડી નિઃશંકપણે આવવાની છે, તો હે મુહમ્મદ, તમે (આ લોકોના બેહૂદા વર્તન માટે) સજ્જનતાપૂર્વક દરગુજર કરો. નિઃશંક તમારો માલિક બધાંનો સર્જક છે અને બધું જ જાણે છે.[૪૮] અમે તમને સાત એવી આયતો આપી રાખી**

ભાગ વિષે ભૂગોળશાસ્ત્રીઓ કહે છે કે અહીં એટલી હદે ઉજ્જડતા જોવા મળે છે જેનો દાખલો આખી ધરતી ઉપર ક્યાંય જોવા મળ્યો નથી.

(૪૩) એટલે કે શુઐબ અ.સ.ની કોમના લોકો આ કોમનું નામ બનીમિદ્યાન હતું. મદ્યન તેમના કેંદ્રીય શહેરને પણ કહેતા હતાં અને તેમના સમગ્ર વિસ્તારને પણ. જયારે ઐકા તબૂકનું જૂનું નામ હતું. આ શબ્દનો અર્થ ગીચ જંગલ થાય છે. આજે ઐકા એક પર્વતીય ઝરણાંનું નામ છે જે જબલ અલ લૌઝમાંથી અફલના મેદાનમાં આવીને પડે છે. (સમજૂતી માટે જુઓ, સૂરઃ શૂઅરા, નોંધ ક્રમાંક ૧૧૫)

(૪૪) મદ્યન અને ઐકાવાળાનો વિસ્તાર પણ હિજાઝથી ફિલિસ્તીન અને સીરિયા જતાં રસ્તામાં આવે છે.

(૪૫) આ સમૂદની કોમનું મુખ્ય શહેર હતું. તેના ખંડિયેરો મદીનાના ઉત્તર-પશ્ચિમમાં આજના શહેર અલઉલાઅથી થોડાક માઈલના અંતરે આવેલાં છે. મદીનાથી તબૂક જતાં આ સ્થળ મુખ્ય માર્ગ ઉપર પડે છે અને કાફલાઓ આ મેદાનમાં થઈને પસાર થાય છે પરંતુ નબી સ.અ.વ.ની સૂચના પ્રમાણે કોઈ પણ અહીં થોભતું નથી. હિ.સ.૮માં ઈબ્નેબતૂતા હજ્જ માટે જતી વખતે અહીં આવ્યા હતાં. તેઓ લખે છે કે ''અહીં રાતા રંગના પર્વતોમાં સમૂદની કોમની ઈમારતો હયાત છે જે તેમણે પર્વતોને કાપી કાપીને તેમની અંદર બનાવી હતી. તેનું નકશી કામ આજે પણ એવી જ રીતે તાજું લાગે છે કે જાણે આજે જ બનાવવામાં આવી હોય. આ ઈમારતોમાં આજે પણ કોહવાયેલી માનવઅસ્થિઓ વેરાયેલી જોવા મળે છે.'' (વધુ સમજૂતી માટે જુઓ, સૂરઃ આ'રાફ, નોંધ ક્રમાંક ૫૭)

(૪૬) એટલે કે એ પથ્થરના મકાનો જે તેમણે પહાડોને કાપી કાપીને તેમની અંદર બનાવ્યા હતાં તેમનું જરા પણ રક્ષણ કરી શકયાં નહીં.

مِّنَ الْمَثَانِيْ وَالْقُرْاٰنَ الْعَظِيْمَ ۝٨٧ لَا تَمُدَّنَّ عَيْنَيْكَ اِلٰى مَا مَتَّعْنَا بِهٖٓ
اَزْوَاجًا مِّنْهُمْ وَلَا تَحْزَنْ عَلَيْهِمْ وَاخْفِضْ جَنَاحَكَ لِلْمُؤْمِنِيْنَ ۝٨٨

**છે જે વારંવાર પુનરાવર્તન કરવાને લાયક છે.[૪૯] અને તમને મહાન કુર્આન એનાયત કર્યું છે.[૫૦] તમે એ દુનિયાની વસ્તુઓ તરફ આંખ ઊઠાવીને પણ ન જુઓ જે અમે આમાંથી જુદા જુદા પ્રકારના લોકોને આપી રાખી છે, અને ન તો તેમની સ્થિતિ જોઈને મનોમન દુઃખી થાઓ.[૫૧] તેમને છોડીને ઈમાન લાવનારાઓ તરફ ઝૂકો અને (ન માનનારાઓને)**

(૪૭) આ વાત નબી સ.અ.વ.ને સાંત્વન આપવા માટે કહેવામાં આવી રહી છે. આનો મતલબ આ છે કે અત્યારે બાહ્ય રીતે અસત્યનું વર્ચસ્વ તમે જોઈ રહ્યાં છો અને સત્યના માર્ગમાં જે મુશ્કેલીઓ અને મુસીબતોનો સામનો તમે કરી રહ્યાં છો, તેનાથી ગભરાઓ નહીં. આ એક હંગામી સ્થિતિ છે, કાયમી સ્થિતિ નથી એટલા માટે કે પૃથ્વી અને આકાશની આ સમગ્ર વ્યવસ્થા સત્ય ઉપર રચાયેલી છે, નહીં કે અસત્ય ઉપર. સૃષ્ટિની પ્રકૃતિ સત્યની સાથે અનૂકુળતા ધરાવે છે, નહીં કે અસત્યની સાથે. એટલા માટે અહીં જો બાકી રહેવાનું કોઈના માટે હોય તો તે સત્ય માટે છે, નહીં કે અસત્ય માટે. (વધુ સમજૂતી, માટે જુઓ સૂરઃ ઈબ્રાહીમ, નોંધ ક્રમાંક ૨૫, ૨૬, ૩૫ થી ૩૯)

(૪૮) એટલે કે સર્જક હોવાની હેસિયતથી તે તેના સર્જન ઉપર પૂર્ણ વર્ચસ્વ ધરાવે છે, કોઈ મખ્લૂકની તાકાત નથી કે તેની પકડથી બચી શકે અને આની સાથે તે પૂરી રીતે માહિતગાર પણ છે, જે કંઈ આ લોકોની સુધારણા માટે તમે કરી રહ્યાં છો તેને પણ તે જાણે છે અને જે કાવતરાં વડે આ લોકો તમારી સુધારણાની મહેનતને નિષ્ફળ બનાવવાના પ્રયાસો કરી રહ્યાં છે તેની જાણકારી પણ ધરાવે છે, એટલા માટે તમારે ગભરાવવાની અને ધીરજ ગુમાવવાની જરૂર નથી. ખાતરી રાખો કે સમય આવ્યેથી યોગ્ય ન્યાય મુજબ ફેંસલો કરી દેવામાં આવશે.

(૪૯) એટલે કે સૂરઃ ફાતિહાની આયતો. જો કે કેટલાક લોકોએ આનો અર્થ એ સાત મોટી સૂરઃઓ પણ કર્યો છે જેમાં ૨૦૦ આયતો છે, એટલે કે સૂરઃ બકરહ, સૂરઃ આલેઈમરાન, સૂરઃ માઈદહ, સૂરઃ અન્આમ, સૂરઃ આ'રાફ અને સૂરઃ યૂનુસ અથવા સૂરઃ અન્ફાલ અને સૂરઃ તૌબા. પરંતુ મોટાભાગના આરંભના વિદ્વાનો આ વાત માટે સહમત છે કે આનો અર્થ સૂરઃ ફાતિહા જ છે. બલકે ઈમામ બુખારીએ બે મર્ફૂઅ રિવાયતો પણ આ બાબતમાં પુરાવા તરીકે રજૂ કરી છે કે નબી સ.અ.વ.એ પોતે "સબ્અ મિનલ્મસાની"નો અર્થ સૂરઃ ફાતિહા જણાવ્યો છે.

(૫૦) આ વાત પણ નબી સ.અ.વ. અને આપના સાથીઓને સાંત્વન આપવા માટે કહેવામાં આવી છે. સમય એ હતો કે જયારે નબી સ.અ.વ.અને આપના બધાં જ સાથીઓ તદ્દન તંગીની હાલતમાં જીવતા હતાં. નબૂવ્વતના કામની ભારે જવાબદારીઓ હાથ ઉપર લીધા પછી આપનો વેપાર લગભગ ખતમ થઈ ગયો હતો અને હઝરત ખદીજા રદિ.ની મૂડી પણ ૧૦-૧૨ વર્ષના ગાળામાં વપરાઈ ગઈ હતી. મુસલમાનોમાંથી કેટલાક નવયુવાનો હતાં જેમને ઘરોમાંથી કાઢી મૂકવામાં આવ્યા હતાં, કેટલાક કારીગરો અને વ્યાપારી હતાં જેમનાં ધંધા આર્થિક બહિષ્કારની સતત મારથી સાવ બેસી ગયા હતાં, અને કેટલાક લોકો બિચારાં પહેલાંથી જ ગુલામ હતાં

وَقُلْ اِنِّيْٓ اَنَا النَّذِيْرُ الْمُبِيْنُ ﴿٨٩﴾ كَمَآ اَنْزَلْنَا عَلَى الْمُقْتَسِمِيْنَ ﴿٩٠﴾
الَّذِيْنَ جَعَلُوا الْقُرْاٰنَ عِضِيْنَ ﴿٩١﴾ فَوَرَبِّكَ لَنَسْـَٔلَنَّهُمْ
اَجْمَعِيْنَ ﴿٩٢﴾ عَمَّا كَانُوْا يَعْمَلُوْنَ ﴿٩٣﴾ فَاصْدَعْ بِمَا تُؤْمَرُ وَ
اَعْرِضْ عَنِ الْمُشْرِكِيْنَ ﴿٩٤﴾ اِنَّا كَفَيْنٰكَ الْمُسْتَهْزِءِيْنَ ﴿٩٥﴾
الَّذِيْنَ يَجْعَلُوْنَ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ ۚ فَسَوْفَ يَعْلَمُوْنَ ﴿٩٦﴾

---

**કહી દો કે હું તો સ્પષ્ટપણે ચેતવનાર છું. આ એ જ પ્રકારની ચેતવણી છે જેવી અમે એ ભાગલાવાદી લોકો તરફ મોકલી હતી જેમણે તેમના કુર્આનના ટુકડાં કરી નાખ્યાં છે.[૫૨] તો સોગંદ છે તારા માલિકના, અમે ચોક્કસ આમને સૌને પૂછીશું કે તમે શું કરતા રહ્યાં છો.**

**પછી હે નબી, જે વસ્તુનો તમને હુકમ આપવામાં આવી રહ્યો છે તેને ઉઘાડેછોગ કહી દો અને શિર્ક કરનારાઓની સહેજ પણ પરવા ન કરો. તમારા તરફથી અમે એ હાંસી ઊડાવનારાઓની ખબર લઈ નાખવા માટે પૂરતાં છીએ જે અલ્લાહની સાથે બીજા કોઈને પણ ખુદા ઠેરવે છે. ટૂંક સમયમાં જ તેમને ખબર પડી જશે.**

---

અથવા તો કોઈના વાલીપણા હેઠળ હતાં અને જેમની કોઈ આર્થિક હેસિયત ન હતી. આ ઓછું હોય તેમ નબી સ.અ.વ. સહિત બધાં જ મુસલમાનો મક્કા અને આસપાસના ગામોમાં ખૂબ જ જુલમો સહન કરીને જીવી રહ્યા હતાં. ચારેય બાજુથી કટાક્ષબાણ મારવામાં આવતા હતાં, બધી જ જગ્યાએ અપમાન અને મજાક-મશ્કરીના લક્ષ્ય બનેલા હતાં, તથા હૃદય અને આત્માની પીડાઓની સાથે શારીરિક ઈજાઓથી પણ કોઈ બચેલું ન હતું. બીજી તરફ કુરૈશના સરદારો દુનિયાની નિયામતોમાં મહાલતા હતાં અને સમૃદ્ધ જીવનમાં મગ્ન હતાં. આ પરિસ્થિતિમાં કહેવામાં આવી રહ્યું છે કે તમે શા માટે હતાશ થાઓ છો, તમને તો અમે એ દૌલત એનાયત કરી છે જેની સરખામણીમાં દુનિયાની તમામ નિયામતો ઊતરતી કક્ષાની છે. તમારું આ જ્ઞાન અને નૈતિકતાની દૌલત હકીકતમાં ઈર્ષ્યાને લાયક છે, નહીં કે એ લોકોની ભૌતિક સંપત્તિ જે તેઓ જાત જાતના હરામ કામોમાંથી કમાવી રહ્યાં છે અને જાત જાતના હરામ રસ્તાઓમાં એ કમાણી ઊડાવી રહ્યાં છે તથા અંતમાં તદ્દન કંગાળ અવસ્થામાં તેમના માલિકની સમક્ષ હાજર થવાના છે.

(૫૧) એટલે કે તેમની હાલત જોઈને મનોમન દુઃખી ન થાઓ કેમ કે તેઓ તેમના શુભેચ્છકને શત્રુ માની રહ્યાં છે, તેમની ગુમરાહીઓ અને નૈતિક બૂરાઈઓને તેમની ખૂબીઓ માની રહ્યાં છે, પોતે એ રસ્તે જઈ રહ્યાં છે અને તેમની તમામ કોમને તેની ઉપર લઈ જઈ રહ્યાં છે અને જેનું નક્કી પરિણામ વિનાશ છે, અને જે

وَ لَقَدۡ نَعۡلَمُ اَنَّكَ يَضِيۡقُ صَدۡرُكَ بِمَا يَقُوۡلُوۡنَ ۙ﴿۹۷﴾ فَسَبِّحۡ بِحَمۡدِ رَبِّكَ وَ كُنۡ مِّنَ السّٰجِدِيۡنَ ۙ﴿۹۸﴾ وَ اعۡبُدۡ رَبَّكَ حَتّٰى يَاۡتِيَكَ الۡيَقِيۡنُ ﴿۹۹﴾

રુકૂઅ ૬

**અમને ખબર છે કે જે વાતો આ લોકો તમારા માટે બોલે છે તેનાથી તમારા દિલ બહુ દુભાય છે. આનો ઈલાજ આ છે કે તમારા માલિકની પ્રશંસા સાથે તેની પાકીનું વર્ણન કરો, તેની આગળ સિજદો કરો, અને એ અંતિમ ઘડી સુધી તમારા માલિકની બંદગી કરતાં રહો જેનું આવવું ચોક્કસ છે.**[૫૩] **(રુકૂઅ ૬)**

માણસ તેમને સલામતીનો માર્ગ દેખાડી રહ્યો છે તેના સુધારણાના પ્રયાસોને નિષ્ફળ બનાવવા માટે તેમની બધી જ તાકાત લગાવી રહ્યાં છે.

(૫૨) આ જૂથનો મતલબ યહૂદીઓ છે. આમને مُقْتَسِمِيْنَ એ અર્થમાં કહેવામાં આવ્યાં છે કે તેમણે દીનને વિભાજિત કરી નાખ્યો, તેની કેટલીક વાતોને માની અને કેટલીકને ન માની, તથા તેમાં જાત જાતના વધારા-ઘટાડા કરીને અનેક પંથો બનાવી લીધાં. તેમના કુર્આનનો અર્થ તૌરાત છે જે તેમને એવી જ રીતે આપવામાં આવી હતી જેવી રીતે મુસલમાનોને કુર્આન આપવામાં આવ્યું છે અને આ ''કુર્આન''ના ટુકડાં કરી નાખવાનો અર્થ એ જ કૃત્ય છે જેને સૂરઃ બકરહમાં આયત ૮૫ માં આવી રીતે વર્ણવવામાં આવ્યો છે اَفَتُؤْمِنُوْنَ بِبَعْضِ الْكِتٰبِ وَتَكْفُرُوْنَ بِبَعْضٍ (શું તમે અલ્લાહના ગ્રંથની કેટલીક વાતો ઉપર ઈમાન લાવો છો અને કેટલીકનો ઇનકાર કરો છો?) પછી આ કહેવામાં આવ્યું છે કે આ ચેતવણી જે આજે તમને આપવામાં આવી રહી છે, એવી જ ચેતવણી છે જેવી તમારી પહેલાં યહૂદીઓને અપાઈ ગયેલી છે. તો આનો આશય હકીકતમાં યહૂદીઓની દશા ઉપરથી પદાર્થપાઠ લેવાનો છે. એટલે કે યહૂદીઓએ ખુદાની મોકલેલી ચેતવણીઓ પ્રત્યે બેદરકારી દાખવીને જે પરિણામ જોયું છે તે તમારી આંખો સામે છે. હવે વિચારી લો, શું તમે પણ આ જ પરિણામ જોવા માગો છો?

(૫૩) એટલે કે સત્યનો સંદેશ પહોંચાડવામાં અને સુધારણા તરફ બોલાવવાના પ્રયાસોમાં જે તકલીફો અને મુસીબતોનો સામનો તમારે કરવો પડે છે, તેમનો મુકાબલો કરવાની તાકાત જો તમને કયાંયથી મળી શકતી હોય તો તે માત્ર નમાઝ અને માલિકની બંદગી ઉપરની દૃઢતામાંથી મળી શકે છે. આ જ વસ્તુ તમને સાંત્વન પણ આપશે, તમારી અંદર ધીરજ પણ પેદા કરશે, તમને હિંમત પણ આપશે, અને તમને એ લાયક બનાવી દેશે કે આખી દુનિયાની ગાળો, ખંડનો અને અડચણોની સામે એ સેવા ઉપર અડગ રહો જેને બજાવવામાં તમારા માલિકની પ્રસન્નતા રહેલી છે.



